શાળોપયોગી

# વાર્તારૂપી ગુજરાતનો ઇતિહાસ.




લેખક

જેમ્સ ઉકાભાઇ ખ્રિસ્તી.

શિક્ષક;

આઇ. પી. મિશન ટ્રેનિંગ કૉલેજ ફોર મેન,

અમદાવાદ.





મળવાનું ઠેકાણું-

પોપટલાલ મગનલાલ ગજરાવાળા,

ધી ગુજરાત ઑરિએન્ટલ બૂક ડીપો;

અમદાવાદ.





આવૃત્તિ ૧ લી. પ્રત ૧૨૦૦

ઇ. સ. ૧૯૨૩.

# પ્રસ્તાવના.



ગુજરાતના ઇતિહાસને લગતું શાળોપયોગી સાહિત્ય બહુ થોડું છે. તેમાં આ નાનું પુસ્તક એક વધારો છે. નાનાં બાળકોને વાર્તાના રૂપમાં દેશનું ઐતિહાસિક જ્ઞાન આપવું આવશ્યક છે; તેથી આ પુસ્તકમાં ૩૫ વાર્તાઓ આપેલી છે. દરેક રાજ્યકાળને તેના મહત્ત્વના અને સાથે સાથે શિષ્યોની શક્તિના પ્રમાણમાં વિસ્તારવામાં આવ્યો છે.

આપણા દેશના તેમજ પરદેશના ઇતિહાસરસિક સદ્‌ગૃહસ્થોએ ગુજરાતના ઇતિહાસના સંબંધમાં જે પ્રશંસાપાત્ર શોધખોળ કરી છે, અને તેને અંગે ગુજરાતનું જે કીમતી ઐતિહાસિક સાહિત્ય પ્રસિદ્ધ થયું છે, તે સાહિત્ય આ નાનકડું પુસ્તક લખવામાં બહુ ઉપયોગી થયું છે.

ગુજરાતની ઐતિહાસિક વાર્તાઓ અનેક મળી આવે છે; પરંતુ તેઓમાં જે વધુ અગત્યની અને બાળકો આગળ મૂકવા જોગ છે, તેજ વાર્તાઓ નીતિવિષયક દૃષ્ટિએ આ પુસ્તકમાં આપવામાં આવી છે.

કેટલીક મુશ્કેલીઓને લીધે આ આવૃત્તિમાં ચિત્રો મૂકી શકાયાં નથી; પરંતુ જો આ પુસ્તકને કેળવણી ખાતા તરફથી ઉત્તેજન મળશે તો શાળોપયોગી વાર્તારૂપી ઇતિહાસમાં ચિત્રોની જે આવશ્યકતા છે તે પુરી પાડવામાં આવશે. આશા છે કે આ પુસ્તક વિદ્યાર્થીઓને ઉપયોગી નીવડશે.

લેખક.



# આ પુસ્તક શિખવવા માટે કેટલીક અગત્યની બાબતો.



ચાલુ જમાનામાં ઇતિહાસના શિક્ષણ સંબંધી સૂચનાઓની ઝાઝી જરૂર જણાતી નથી; તો પણ કેટલીક બાબતો પર લક્ષ રાખવું ખાસ આવશ્યક છે. શિક્ષકોએ વાર્તા રસિક રીતે કહેવાની શક્તિ કેળવવીજ જોઇએ. જે પ્રમાણમાં આ શક્તિ કેળવાશે તે પ્રમાણમાં બાળકોમાં રસ ઉત્પન્ન કરી શકાશે એ નિર્વિવાદ છે.

ઐતિહાસિક વાર્તા કહેવાની હોય ત્યારે ગુજરાતનો નકશો વર્ગની સમક્ષ રજુ કરવો જ જોઇએ; અને વાર્તામાં જે નવાં સ્થળોનાં નામ આવે તે સ્થળો બાળકોને બતાવવાંજ જોઇએ. એમ કર્યા વિના કદી પણ ચલાવી લેવું નહિ.

જો કે આ પુસ્તકમાં બનતાં સુધી સાદી અને સરળ ભાષા લખવા તરફ બનતી કાળજી રાખી છે, તો પણ તેમાં કેટલાક નવા અને અઘરા શબ્દો વપરાયા છે, અને એમ બનવું એ સ્વાભાવિક છે. બાળકોને જે વાર્તા કહેવામાં આવે તે વાર્તા તેમની પાસે ચોપડીમાં વંચાવ્યા પહેલાં તેમાં આવી જતા અઘરા શબ્દોના અર્થ સમજાવવા જ જોઇએ, અને તે પછી જ તેમને તે વાર્તા વાંચવા કહેવું જોઇએ.

આ પુસ્તકમાં નીતિની દૃષ્ટિએ જે ખાસ પ્રસંગો આવેલા છે, તે તરફ બનતાં સુધી લક્ષ ખેંચવામાં આવ્યું છે; અને આશા છે કે શિક્ષકો તેવા પ્રસંગોનો નીતિબોધ માટે ખાસ ઉપયોગ કરશેજ કરશે; કારણ કે નીતિબોધ વગરનું ઐતિહાસિક શિક્ષણ વ્યર્થ છે એ સૂત્ર સર્વને સુવિદિત છે. જો શિક્ષકો સારી તૈયારી કરી ઉપરની બાબતો લક્ષમાં રાખી ઇતિહાસનું શિક્ષણ આપશે તો આશા છે કે તેઓ જરૂર સફળ થશે.

લેખક.



શાળોપયોગી

# વાર્તારૂપી ગુજરાતનો ઇતિહાસ.

## ૧. ગુજરાતનું સામાન્ય વર્ણન.

જે ભૂમિ પર આપણે રહીએ, છીએ. તે ગુજરાત નામે ઓળખાય છે. ગુજરાત આખા હિંદુસ્તાનમાં પ્રખ્યાત પ્રદેશ છે. આ સુંદર અને રસાળ પ્રદેશ હિંદના પશ્ચિમ ભાગમાં આવેલો છે. જુદા જુદા રાજાઓના વખતમાં તેની સીમામાં વારંવાર ફેરફાર થયો છે. હાલ તેની સીમા ઉત્તરમાં કચ્છના રણ અને મારવાડ સુધી છે. પશ્ચિમે અરબી સમુદ્ર આવેલો છે. દક્ષિણમાં થાણા જિલ્લા સુધી તેનો વિસ્તાર છે, અને પૂર્વમાં તેની હદ ખાનદેશ, માળવા, મેવાડ અને વિંધ્યાચળથી આબુ સુધી આવેલી પર્વતોની હાર લગી છે.

આ પ્રાંત આશરે ૨૦૦ ગાઉ લાંબો અને ૧૨૦ ગાઉ પહોળો છે, એટલે તેનું ક્ષેત્રફળ લગભગ ૨૪,૦૦૦ ચોરસ માઇલ છે.

ગુજરાતની ફળદ્રુપતા અને સુંદરતાને મોહી અનેક પરદેશી જાતના લોકો આવી અહીં વસ્યા હતા. તેઓમાંના ગુર્જર જાતના લોકો વાયવ્ય કોણથી હિંદમાં પેસી ધીમે ધીમે દક્ષિણમાં ખાનદેશ અને ગુજરાત સુધી આવ્યા હતા. તેઓ ભરવાડની પેઠે ભટકતી જાતના હતા. ગુર્જરો આપણા દેશમાં આવીને વસ્યા ત્યાર પછી તેમના નામ પરથી દેશનું નામ ગુર્જરત્રા એટલે ગુર્જરોને આશ્રય

આપનારી ભૂમિ પડયું. તે પરથી ગુર્જરત્રા નામે પણ દેશ ઓળખાતો; અને પાછળથી દેશને ગુજરાત નામ મળ્યું. સોલંકી વંશના રાજાઓની શરૂઆતમાં દેશનું નામ ગુજરાત અને લોકો તથા ભાષાનું નામ ગુજરાતી ખરેખરી રીતે વપરાતું થયું હતું, અને તે નામો આજ સુધી ચાલુ રહેલાં છે.

ગુજરાતનો ઇશાન અને પૂર્વ તરફનો ભાગ પહાડી અને જંગલવાળો છે. બાકીનો ભાગ સપાટ અને રસાળ છે. ગુજરાતમાં આબુની હાર, પાવાગઢ, ગીરનાર, શેત્રુંજો, ગીર વગેરે મુખ્ય પર્વતો આવેલા છે; વળી બનાસ, સરસ્વતી, સાબરમતી, મહી, નર્મદા, તાપી, મીંઢોળા, બાદર વગેરે મુખ્ય નદીઓ આવેલી છે. આમ નાનામોટા પર્વતો, નાનીમોટી નદીઓ, લીલીછમ વનસ્પતિથી છવાઇ રહેલાં વનો, સુંદર મેદાનો, ફળદ્રુપ ખીણો, અને બીજાં જળાશયોને લીધે ગુજરાતનો પ્રદેશ ઘણો સુંદર બનેલો છે.

ગુજરાતનાં હવાપાણી માફકસરનાં છે. આંબા, કેળ, જામફળી, સીતાફળી, દાડમ, લીંબુ, બોર વગેરે મેવાનાં ઝાડોથી ગુજરાતની ભૂમિ બગીચા જેવી શોભી રહે છે. ખેતીની પેદાશમાં કપાસનો પાક મુખ્ય છે; વળી ઘઉં, ડાંગર, જુવાર, બાજરી, કોદરા વગેરે અનાજ પણ સારી રીતે પાકે છે. ડુંગરોવાળા પ્રદેશમાં ઇમારતી લાકડાં થાય છે. તમાકુ, જીરૂ, વરીઆળી, આદું વગેરે પાકને લીધે ગુજરાત સંબંધી કહેવાય છે કે તેમાં "કાચું સોનું" પાકે છે.

ગુજરાતમાં બ્રાહ્મણ, વાણીઆ, પાટીદાર, રજપુત, મુસલમાન, પારસી, દેશી ખ્રિસ્તી વગેરે અનેક જાતના લોકો વસે છે. તેઓમાં હિંદુ, મુસલમાની, પારસી, અને ખ્રિસ્તી ધર્મ પળાય છે. દેશની કુલ વસ્તી સુમારે ૮૬,૩૬,૬૭૦ લોકોની છે. તેઓ સ્વભાવે દયાળુ, પરોપકારી, અને વેપારરોજગારમાં સાહસિક છે.

લોકોનો મુખ્ય ધંધો ખેતીનો છે. વળી રેશમી તથા સુતરાઉ કાપડ વણવાનો, ભરતકામનો, માટીનાં વાસણ બનાવવાનો, નકશી કામ કરવાનો તથા બીજી કારીગરી કરવાનો ધંધો પણ લોકો જાણે છે. વેપારરોજગાર પણ સાધારણ રીતે આબાદ છે. હાલમાં હાથવણાટનું કામ ધમધોકાર આગળ વધે છે. રેલવે, તાર, ટપાલ, પાકા રસ્તા વગેરે સગવડને લીધે વેપાર આબાદ બને છે.

ઘણા જુના વખતમાં ગુજરાતના ત્રણ ભાગ ગણાતા હતા. ઉત્તર ગુજરાતના વડનગરની આજુબાજુના ભાગને **આનર્ત્ત** કહેતા હતા. કાઠિઆવાડને **સુરાષ્ટ્ર** એટલે સુંદર ભુમિ કહેતા હતા, અને મહીથી તાપી સુધીના દક્ષિણ ગુજરાતના ભાગને **લાટ** નામે ઓળખતા હતા.

કુદરતી રીતે ગુજરાતના, દ્વિપકલ્પ અને ખંડસ્થ ભૂમિ એવા બે ભાગ પડેલા છે. દ્વિપકલ્પને કાઠિઆવાડ અને ખંડસ્થ ભૂમિને ગુજરાત કહે છે. પહેલાં દ્વિપકલ્પનો એક ભાગજ કાઠિઆવાડ નામે ઓળખાતો, પણ કાઠી લોકોએ મરાઠાઓની સામે કર ભરવા સંબંધીની બાબતમાં બહાદુરી બતાવેલી, તેથી તેઓના માનમાં મરાઠાઓએ આખા દ્વિપકલ્પને કાઠિઆવાડ નામ આપ્યું હતું. તે નામ આજસુધી કાયમ રહ્યું છે.

કાઠિઆવાડ, ઝાલાવાડ, ગોહેલવાડ, બાબરીઆવાડ, સોરઠ, હાલાર, ભાલ, વાગડ, વઢીઆર વગેરે દ્વિપકલ્પના પ્રાચીન વિભાગોછે; અને ચરોતર, કાનમ, વાકળ, ચોરાસી, મેવાસ, પાટણવાડો, પાલ વગેરે ખંડસ્થ ભૂમિના પ્રાચીન વિભાગો છે. આ વિભાગોનાં કેટલાંક નામો તેમાં વસતી જાતો પરથી અને કેટલાક જમીનની જાત પરથી પડેલાં છે.

રાજ્યો તરફ જોતાં ગુજરાતના, ખાલસા મુલક અને દેશી રાજ્યો

એમ મુખ્ય બે ભાગ પડે છે. ખાલસા એટલે અંગ્રેજ સરકારના મુલકના, અમદાવાદ, ખેડા, પંચમહાલ, ભરૂચ અને સુરત એમ પાંચ જિલ્લા પાડેલા છે. દેશી રાજ્યોમાં વડોદરાનું ગાયકવાડનું રાજ્ય સૌથી મોટું છે, ઉપરાંત ખંભાત, મહીકાંઠા, રેવાકાંઠા અને કાઠિઆવાડનાં નાનાં રાજ્યોનો પણ તેમાં સમાવેશ થાય છે. તે બધાં રાજ્યો અંગ્રેજ સરકારના રાજ્ય સાથે જોડાએલાં છે. આ ઉપરાંત પોર્ટુગીઝોનાં દીવ અને દમણમાં સ્વતંત્ર સંસ્થાનો છે. દેશી રાજ્યો પર અંગ્રેજ સરકારની દેખરેખ છે.

આપણા ગુજરાત દેશે આજ સુધીમાં અનેક સંત પુરુષો, નામાંકિત નરો, વિદ્વાનો, કવિઓ અને વીર પુરુષો ઉત્પન્ન કર્યાં છે, તેથી તેના ગૌરવમાં અનહદ વધારો થએલો છે. એ ગુજરાત દેશ આજે દરેક જાતના સુધારામાં, વેપારરોજગારમાં અને કેળવણીમાં આગળ વધતો જ જાય છે. હવે પછી તમે તેના વિષેની ઘણી વાર્તાઓ વાંચશો, અને તેથી તમોને તે વિષે ઘણું નવું નવું વાંચવાનું અને શીખવાનું મળશે.

---

## ગુજરાતનો પ્રાચીન ઇતિહાસ.

### ૨. રજપુતોનું રાજ્ય પુરૂં થયું ત્યાંસુધીના રાજવંશો.

હાલ આપણા ગુજરાત પર નામદાર અંગ્રેજ સરકારનો અમલ છે. આપણા શહેનશાહ નામદાર પાંચમા જ્યોર્જ છે. તેઓ યુરોપ ખંડમાં આવેલા ઈંગ્લંડ નામે દેશના મુખ્ય શહેર લંડનમાં રહે છે. ઇંગ્લંડ દેશ અહીંથી શુમારે ૫૦૦૦ માઇલ દૂર છે. નામદાર શહેન-

શાહ આપણા હિંદ પર અમલ ચલાવવા માટે એક મુખ્ય અધિકા-રીને મોકલે છે, તેને હિંદનો વાઇસરૉય અને ગવર્નર જનરલ કહે છે. હિંદના હાલના વાઇસરૉય નામદાર લૉર્ડ રીડિંગ સાહેબ છે. હિંદના વાઇસરૉય અને મુંબઈના ગવર્નર સાહેબની સત્તા નીચે ગુજ-રાતમાં કમિશ્નર સાહેબ અને તેના હાથ નીચેના અમલદારો કાર-ભાર કરે છે.

હિંદુસ્તાનમાં અંગ્રેજ સરકારનું રાજ્ય લગભગ ૧૫૦ વર્ષથી ચાલ્યું આવે છે; પરંતુ ગુજરાતમાં તો તેમનો અમલ શુમારે ૬૦ વર્ષથી સ્થાપન થયો છે. તે પહેલાં ગુજરાતમાં મરાઠાઓનું રાજ્ય હતું. મરાઠાઓ મુંબઈ ઇલાકામાં આવેલા મહારાષ્ટ્ર પ્રાંતના વતની છે. મરાઠી રાજ્યની પાંચ શાખાઓ હતી. તેઓમાં પૂનાના પેશ્વા મુખ્ય હતા.

પેશ્વા સરકાર પહેલાં ગુજરાતમાં દિલ્હીના મોગલ પાદશાહોનું રાજ્ય હતું. તેઓ પોતાના સુબાઓ નીમી તેઓની મારફતે ગુજરા-તનો કારભાર ચલાવતા હતા. એ મોગલ પાદશાહોના સુબાઓ પાસેથી ગુજરાત મરાઠાઓએ જીતી લીધું હતું.

ગુજરાતમાં મોગલ પાદશાહોના અમલ પહેલાં સ્વતંત્ર મુસલ-માન સુલતાનોનું રાજ્ય હતું. તેઓની રાજધાની અમદાવાદ શહેર હતું. એ સુલતાનો શરૂઆતમાં દિલ્હીના પઠાણ પાદશાહો તરફથી નીમવામાં આવેલા હતા, પરંતુ પઠાણ પાદશાહોની નબળાઇનો લાભ લઈ તેઓ ગુજરાતમાં સ્વતંત્ર થઇ બેઠા હતા.

ખિલજી વંશના પઠાણ પાદશાહ અલાઉદ્દીનના વખતમાં મુસલ-માનોએ ગુજરાત ઇ. સ. ૧૨૯૭માં જીતી લીધું હતું. તે પહેલાં ત્યાં રજપુતોનું લાંબા વખતથી ચાલ્યું આવતું રાજ્ય હતું. તેઓમાં ચાવડા, સોલંકી, અને વાઘેલા વંશના રજપુત રાજાઓ મુખ્ય હતા. ગુજરાતના રજપુત રાજાઓમાં સૌથી જુના વખતનું રાજ્ય યાદવોનું રાજ્ય હતું. તેઓની રાજધાની દ્વારકામાં હતી.

મુસલમાનોએ ઇ. સ. ૧૨૯૭માં ગુજરાત જીત્યું, તે પહેલાંના ઇતિહાસને પ્રાચીન એટલે પહેલાંનો ઇતિહાસ કહે છે; અને મુસલમાનોના અમલથી માંડીને આજસુધીના ઇતિહાસને અર્વાચીન એટલે હમણાંનો ઇતિહાસ કહે છે.

ગુજરાતનો પ્રાચીન ઇતિહાસ તે રજપુતોના રાજ્યનો જમાનો છે. તેના પણ બે ભાગ પડે છે. ગુજરાતમાં અણહીલવાડનું રાજ્ય શરૂ થયું તે પહેલાંનો, અને તે પછીનો. અગાઉનો ઇતિહાસ તાંબાનાં પતરાં પરના અને પત્થર પર કોતરેલા લેખો, તથા સિક્કાને આધારે લખાયો છે; પરંતુ તે પછીનો ઇતિહાસ પુસ્તકોને આધારે લખાએલો હોવાથી વધુ ખાતરીવાળો જણાય છે.



# ભાગ ૧ લો.

# ગુજરાતનો પ્રાચીન ઈતિહાસ.

## ગુજરાતમાં રજપુતોનાં રાજ્યો.

### ૩. યાદવોનું રાજ્ય.

તમે વાંચી ગયા છો કે ગુજરાતમાં સૌથી પહેલાં રજપુતોનાં રાજ્યો હતાં. તેઓમાં સૌથી જુનું રાજ્ય **યાદવ** જાતના રજપુતોનું હતું. પુરાણો પરથી માલમ પડે છે કે પ્રાચીન વખતમાં **રેવત** નામે એક રાજા દ્વારકામાં રહી આનર્ત્ત દેશ પર રાજ્ય કરતો હતો. તેને રેવતી નામે એક પુત્રી હતી. તે કૃષ્ણના મોટા ભાઇ બળદેવ સાથે પરણાવી હતી. રેવત રાજા પાસેથી યાદવોએ દ્વારકાનું રાજ્ય જીતી લીધું હતું. એવી રીતે યાદવોનું રાજ્ય ગુજરાતમાં સ્થપાયું હતું. યાદવોના કૂળમાં શ્રીકૃષ્ણ અને તેમના ભાઇ બળદેવનાં નામ પ્રખ્યાત છે. શ્રીકૃષ્ણને હિંદુઓ દેવ તરીકે પૂજે છે. શ્રીકૃષ્ણના કુટુંબીઓ ચંદ્રવંશી યદુ નામે સ્થાપકના નામ પરથી યાદવ કે જાદવ કહેવાય છે. યદુથી ૩૭ મી પેઢીએ શાત્વક થયો. તેની શાખામાં પ્રખ્યાત વીર પુરુષ શ્રીકૃષ્ણનાં માબાપ દેવકી અને વાસુદેવ જન્મ્યાં હતાં. કૃષ્ણે મગધના રાજાના બનેવી કંસને માર્યો હતો, તેથી તે રાજાએ મથુરા પર ચઢાઇ કરી હતી. આ કારણથી યાદવોને કૃષ્ણના વખતમાં દ્વારકા આવવું પડયું હતું, અને ઉપર લખ્યા પ્રમાણે યાદવોએ દ્વારકામાં પોતાનું રાજ્ય સ્થાપ્યું હતું.

યાદવોમાં ઉગ્રસેન નામે સરદાર મુખ્ય હતો. યાદવો ઘણી વાર પ્રભાસ અને ગીરનાર જાત્રાએ જતા હતા. કૃષ્ણ અને બળદેવ રાજ્ય કરતા નહોતા, પણ મોટા પદવીધારી અને કરતાકારવતા હતા. યાદવોને દારૂનું બુરૂં વ્યસન હતું; તેથી તેઓની બુદ્ધિ બગડી ગએલી હતી. વળી વખત જતાં તેઓની વસતી ઘણીજ વધી ગઈ, તેથી તેઓનું બળ વધ્યું હતું, માટે તેઓ એટલા બધા અભિમાની થયા હતા કે કોઇને ગણકારતાજ નહિ.

એક વખતે ગ્રહણને પ્રસંગે બધા યાદવો કુટુંબ સહિત શ્રીકૃષ્ણ અને બળદેવ સાથે પ્રભાસપાટણ જાત્રા કરવા ગયા. ત્યાં તેઓએ પુષ્કળ દારૂ પીધો તેથી તેઓ ગાંડા થયા, અને ક્રોધાવેશમાં માંહોમાંહે વઢી પડ્યા. તેઓએ દારૂના કેફમાં અને કેફમાં એક બીજાને કાપી નાખ્યા. બળદેવ જંગલમાં નાસી જઈ મરણ પામ્યા, અને કૃષ્ણ શોકમાં ગરક થઇ એક પીપળાના ઝાડ નીચે મરણને શરણ થયા! જે જગાએ યાદવો માંહોમાંહે કપાઇ મુઆ, તે જગાને જાદવાસ્થળી કહે છે; અને કૃષ્ણ મરણ પામ્યા તે જગાને દેહોત્સર્ગ કહે છે.

પ્રભાસપાટણ આગળ જે યાદવો જીવતા રહ્યા, તેઓ બૈરાંછોકરાંને લઇ ઉત્તર હિંદમાં જઈ વસ્યા. ત્યાં તેઓએ જસલમેર આદિ નાનાં રાજ્યો સ્થાપ્યાં હતાં. હાલ કચ્છ અને કાઠિઆવાડના કેટલાક રાજાઓ પોતાને યાદવ વંશના કહેવરાવે છે. યાદવોના નાશ પછી દ્વારકા ઉપર પણ દરીઓ ફરી વળ્યો હતો એમ કહેવાય છે. **દારૂના બુરા વ્યસનથી કેવું ભયંકર નુકસાન થાય છે તે આપણને યાદવોની વાર્તા પરથી માલમ પડે છે.**

---

## ૪. મૌર્ય વંશના રાજાઓ: ચંદ્રગુપ્ત અને અશોક.

યાદવોનો નાશ થયા કેડે સેંકડો વર્ષ પછી ગુજરાત પર મૌર્ય વંશના રાજાઓ રાજ્ય કરતા હતા. ઇ. સ. પૂર્વે ૩૧૫ માં એટલે આજથી શુમારે ૨૪૦૦ વર્ષ પર એ વંશની સ્થાપના થઇ હતી. તેઓ મગધ એટલે હાલના બિહાર કે બહાર પ્રાંતમાં રાજ્ય કરતા હતા. તેઓની રાજધાની ગંગા અને શોણ નદીઓના સંગમ પર આવેલા પાટલિપુત્ર નામે શહેરમાં હતી. હાલ ત્યાં પટણા નામે શહેર વસેલું છે.

મૌર્ય વંશના રાજાઓ બૌદ્ધ ધર્મના હોવાથી તે ધર્મનાં પુસ્તકોમાંથી તેઓની હકીકત મળી આવે છે. મૌર્ય વંશમાં ચંદ્રગુપ્ત અને અશોક નામે બે પ્રખ્યાત રાજાઓ થઈ ગયા છે. ચંદ્રગુપ્તના વખતમાં ગ્રીસ દેશનો મહાન સિકંદર નામે રાજા હિંદુસ્તાન પર ચઢી આવ્યો હતો; પરંતુ તે ચંદ્રગુપ્તનું બળ જોઈ પોતાના દેશ તરફ પાછો ફર્યો હતો. ચંદ્રગુપ્તના એક અમલદારે ગિરનાર પાસે સુદર્શન નામે એક તળાવ બંધાવ્યું છે, તે પર એક લેખ પણ કોતરાવેલો છે, તે પરથી જણાય છે કે ચંદ્રગુપ્તનો અમલ ગુજરાત ઉપર પણ હતો.

ચંદ્રગુપ્ત પછી તેનો પૌત્ર અશોક ગાદીએ બેઠો. તેનું રાજ્ય લગભગ આખા હિંદુસ્તાન પર ફેલાયું હતું. તે પરથી જણાય છે કે અશોક ચક્રવર્તી રાજા હતો. અશોકે પોતાનું રાજ્ય ઘણા પરાક્રમ અને ડહાપણથી ચલાવ્યું હતું. તે ઘણો ડાહ્યો અને ધાર્મિક રાજા હતો. સૌરાષ્ટ્ર, માળવા, કોંકણ અને ગુજરાત પર પણ તેનો અમલ હતો. તે વખતે ગુજરાતની રાજધાની જુનાગઢ શહેર હતું. એ શહેર પાછળથી ગુપ્ત વંશના રાજાઓના જમાનામાં પણ રાજધાની તરીકે કાયમ રહ્યું હતું.

અશોકે બૌદ્ધ ધર્મને ઘણોજ આસરો આપ્યો હતો. તેણે ધર્મના નિયમો નક્કી કરવા બૌદ્ધ સભા બોલાવી હતી, અને તે ધર્મનો ફેલાવો

કરવા તેણે ઘણા સાધુઓને જાણીતા દેશમાં મોકલ્યા હતા. ધર્મ ફેલાવવા માટે તેણે પોતે પણ ઘણો પ્રયત્ન કર્યો હતો.

અશોકે પોતાના રાજ્યમાં ઠામઠામ કુવા, વાવ, તળાવ, ધોરી રસ્તા, ધર્મશાળાઓ વગેરે લોકહિતનાં જાહેર બાંધકામ પુષ્કળ કર્યાં હતાં.

અશોકે જુદી જુદી આજ્ઞાઓ ઘડી કાઢી અને આખા હિંદમાં જુદા જુદા સ્થળે સ્તંભો પર કોતરાવી. આવો એક લેખ ગીરનારની તળેટીમાં છે, અને હજી કાયમ છે. તેમાં લખ્યું છે કે "કોઇએ પશુહિંસા કરવી નહિ, પારકા ધર્મની નિંદા કરવી નહિ, માબાપ અને વડીલોને માન આપવું; ટુંકામાં પોતે નીતિમાન થવું અને બીજાને તેવા થવા બોધ કરવો." વળી એક લેખમાં તેણે લખ્યું છે કે "દયાથી જીત મેળવવી એ શ્રેષ્ઠ છે." આવા લેખો અલાહાબાદ અને જગન્નાથપુરીમાં પણ છે.

અશોકે ૪૦ કે ૪૧ વર્ષ રાજ્ય કર્યું હતું. તે ક્યારે, કેવી રીતે, અને ક્યાં મરી ગયો તે આપણે જાણતા નથી; પરંતુ એટલું તો જાણીએ છીએ કે તે મહાન રાજા થઈ ગયો અને પોતાના રાજ્યને સલાહશાંતિમાં મૂકી ગયો. તેના મરણ પછી કેટલાક વખત બાદ મૌર્ય વંશનું નામનિશાન રહ્યું નહિ.

મૌર્ય વંશ પછી બાક્ટ્રીઆના (હિંદ અને અફઘાનિસ્તાનની સરહદ વચ્ચેનો પ્રદેશ) ગ્રીક લોકોએ અને તેઓ પછી ક્ષત્રપ વંશના રાજાઓએ ગુજરાતમાં રાજ્ય કર્યું હતું. તેઓ પછી ગુજરાતમાં ગુપ્ત વંશના રાજાઓનો અમલ થયો હતો. તેઓ વિષે આપણે ઝાઝું જાણવા જેવું નથી. એ રાજ્યો પછી ગુજરાતમાં વલભીપુરનું રાજ્ય થયું હતું, અને ગુજરાતનો વધુ અગત્યનો ઇતિહાસ વલભી વંશના રાજાઓથીજ શરૂ થાય છે.

૧૦૫૪૯

## ૫. વલ્લભી વંશના રાજાઓ.



ગુજરાતના ગુપ્ત રાજાઓનો નાશ થયા પછી ૪૦ વર્ષે સેનાપતિ ભટ્ટાર્કે વલભી વંશ સ્થાપન કર્યો હતો. સેનાપતિ **ભટ્ટાર્ક** કોઇ હલકી જાતનો પરદેશી કે ગુર્જર હશે. તેના વંશના રાજાઓએ પાછળથી પોતાને ક્ષત્રીય તરીકે ઓળખાવ્યા છે. આ રાજાઓએ કાઠિઆવાડની પ્રખ્યાત **મહેર** જાતને હરાવી રાજ્ય મેળવ્યું હતું. હાલ પણ આ **મહેર** જાત કાઠિઆવાડના વાયવ્યમાં **બરડા** આગળ વસે છે. પોરબંદરના જેઠવા રાજાઓ મહેર જાતના છે.

ભાવનગરથી ૨૦ માઇલિ અને શેત્રુંજા ડુંગરથી ૧૫ માઇલિને છેટે વલભીપુર શહેર આવેલું હતું. તે સેનાપતિ ભટ્ટાર્કે વસાવ્યું હતું. વલભીપુર નામ પરથી આ રાજાઓ વલભી વંશના રાજાઓ તરીકે ઓળખાય છે. તે વખતના મુસાફરોએ લખેલા હેવાલ પરથી જણાય છે કે વલભી દેશનો ઘેરાવો ૧૩૦૦ માઇલનો હતો, અને દેશ દ્રવ્યવાન હતો. રાજધાનીનું શહેર પાંચ માઇલિના ઘેરાવાનું હતું.

વલભી વંશમાં કુલ ૧૫ રાજાઓ થયા હતા. તેઓમાં ભટ્ટાર્ક, ધ્રુવસેન, ગુહસેન અને શિલાદિત્ય ( ૭ મો ) મુખ્ય હતા. ભટ્ટાર્ક શૈવ, ધ્રુવસેન વૈષ્ણવ, ગુહસેન બૌદ્ધ, અને બાકીના રાજાઓ શૈવ ધર્મ પાળતા.

વલભી રાજાએ પોતાનો સંવત શરૂ કર્યો હતો. તે સંવત તેઓની પહેલાંના ગુપ્ત વંશના રાજાઓએ શરૂ કરેલો હતો. તેજ સંવત આ રાજાઓએ પોતાને નામે ચાલુ કર્યો હતો. આ વખતે મકાનો ઇંટ. માટીનાં બાંધવામાં આવતાં હતાં. વળી બ્રાહ્મણો અને બૌદ્ધ દેવાલયોને દાન આપવામાં આવતાં હતાં.

વલભી વંશના છેલ્લા રાજાનું નામ શિલાદિત્ય હતું. તેના વિષે જૈન લેખકો લખે છે કે ગુજરાતમાં આવેલા ખેડા ગામમાં રહેતા દેવા-

દિત્ય નામે એક વિદ્વાન બ્રાહ્મણને સુભગા નામે એક સુંદર કન્યા હતી. તે પાછળથી વલ્લભીપુરમાં આવીને રહી હતી. તેને એક છોકરો હતો. સૂર્યનારાયણે તેને એક પત્થરનું હથિઆર આપ્યું, તેથી તેનું નામ શિલાદિત્ય પડયું. સૂર્યનારાયણે આપેલા પત્થરના હથિઆરવડે રાજાને મારી નાખી તે વલભીપુરનો રાજા થયો હતો. તેના વખતમાં વલભીપુરનો નાશ થયો હતો.

## ૬. રંક કાકુ અને વલભીપુરનો નાશ.

મારવાડમાં પાલી કરીને એક શહેર છે. ત્યાં કાકુ નામે એક ગરીબ વાણીઓ રહેતો હતો. ત્યાંથી તે બહુ ગરીબ હાલતમાં વલભી-પુરમાં આવીને રહ્યો હતો. તે એટલો બધો ગરીબ હતો કે લોકો તેને "રંક કાકુ" કહીને બોલાવતા હતા. આવી હાલતમાં પણ તે કદી નિરાશ થયો નહિ. ધીરજ રાખી મહેનત કરતાં પાછળથી તે ઘણા પૈસા કમાયો અને મોટો પૈસાદાર વેપારી થઈ પડયો.

કાકુ અતિશય ધનવાન થયો ત્યારે તેણે પોતાની વહાલી દીકરી માટે એક રત્ન જડેલી સોનાની કાંસકી કરાવી હતી. કાકુની દીકરી પોતાની એ કાંસકીવડે પોતાનું માથું ઓળતી હતી. એક વખતે છેલ્લા શિલાદિત્ય રાજાની કુંવરીએ એ કાંસકી જોઇ અને તે લેવાની હઠ કરી. રાજાએ તે કાંસકી કાકુ પાસે માગી, પણ તેણે તે આપી નહિ, તેથી તેણે તે તેની પાસેથી બળાત્કારે છીનવી લીધી. રાજાના એ કામથી કાકુને બહુજ રીસ ચઢી, અને તેણે રાજાનો નાશ કર-વાનો વિચાર કર્યો! તેણે સિંધ રાજ્યના એક આરબ રાજાને એક કરોડ રૂપીઆ આપવા કબુલી વલભીપુર પર ચઢાઈ કરવા ઉશ્કેર્યો. રાજા

ચઢી આવ્યો. લડાઈમાં શિલાદિત્ય રાજા માર્યો ગયો, અને વલભીપુરનો નાશ થયો.

જો શિલાદિત્ય રાજાએ કાકુને ગુસ્સે કર્યો ન હોત, તો તે પરદેશી રાજાને બોલાવત નહિ; પરંતુ રાજાએ એક કાંસકી જેવી નજીવી બાબતમાં કાકુને દુશ્મન બનાવ્યો તે ઠીક કર્યું નહિ. નાના કે હલકા માણસને પણ દુશ્મન બનાવવાથી આપણને ઘણી વખતે નુકસાન થાય છે. કાકુએ જે શિલાદિત્યના રાજ્યમાં ધનદોલત અને સુખ મેળવ્યાં હતાં તે રાજાને કાંસકી જેવી નજીવી વસ્તુ આપવામાં હઠ કરી તે તેણે સારૂં કર્યું નહિ. વળી તેણે પોતાના રાજાની સામે પરદેશી રાજાને લડવા ઉશ્કેર્યો, અને તેને મદદ કરી એ **ઘણુંજ નીચ અને પાપી કામ કર્યું !**

શિલાદિત્યનો નાશ થયા પછી કાકુએ નવા રાજ્યમાં સારી પદવીની આશા રાખી હતી, પણ નવા રાજાએ વિચાર્યું કે જે માણસે એક સાધારણ બાબતને માટે પોતાના સ્વામીને દગો દીધો તે આપણને શું ન કરે ! એવા વિચારથી રાજાએ કાકુને મારી નંખાવ્યો. તેને તેના કામનો બદલો મળ્યો.

હાલ વલભીપુરની જગાએ ભાવનગરથી થોડા માઈલને છેટે પીલુડીની ઝાડીમાં ઘેલારો નદીની પાસે **વળા** નામનું ગામ વસેલું છે. ત્યાં આગળ વલભીપુરનાં ખંડેરો જોવામાં આવે છે. ત્યાંથી જુનાં સાધનો મળે છે. વળી ૧૬ ઇંચ લાંબી, ૧૦ ઇંચ પહોળી, તથા ૩ ઈંચ જાડી ઇંટો નીકળે છે. હાલ પણ આ ગામ વલભી રાજાઓના વંશના ગોહેલ જાતના રજપુતોના તાબામાં છે.

# ચાવડા રજપુતોનું રાજ્ય



## ૭. જયશિખરી ચાવડો.



વલભી રાજ્યનો નાશ થયા પછી ગુજરાતમાં ચાવડા રજપુતોનું રાજ્ય થયું. તેઓની રાજધાની કચ્છના રણ પાસે **પંચાસર શહે-રમાં** હતી. હાલ પણ એ શહેરનાં ખંડેર ઝાલાવાડની ઉત્તરે કચ્છના રણના કાંઠે છે.

અરબસ્તાન દેશના આરબ લોકોનું એક ટોળું સિંધ તરફ થઈ ગુજરાતમાં આવી વસ્યું હતું. તેઓ પહેલાં ચાંચીઆ એટલે લુટારાનો ધંધો કરતા હતા. તેઓ લડાયક જાતના હતા. તેઓ તીરકામઠું વાપરવામાં બહુ હોશિયાર હતા. તેઓ દરિયા કાંઠે ચોરીનો ધંધો કરતા હોવાથી **ચોરા** નામે ઓળખાતા, તે પરથી પાછળથી તેઓ ચાવડા નામે પ્રખ્યાત થયા. વલભી રાજ્યનો નાશ થયા પછી તેઓ જોરાવર થયા.

ઈ. સ. ૬૯૬માં પંચાસરમાં જયશિખરી ચાવડો નામે બહાદુર રાજા રાજ્ય કરતો હતો. તે ઘણો ધનવાન હતો. તેની પાસે જબરા લડવૈયાનું મોટું લશ્કર હતું. જયશિખરી બહુ બળવાન, અક્કલવાળો અને ધાર્મિક નર હતો. તેને **રૂપસુંદરી** નામે બહુ રૂપાળી, પતિવ્રતા અને બહાદુર રાણી હતી. રૂપસુંદરીને **સુરપાળ** નામે બહાદુર ભાઈ હતો. તે જયશિખરીનો મિત્ર અને માનીતો સરદાર હતો. ટુંકામાં જયશિખરી ચાવડો બહુ સુખી અને પ્રખ્યાત રાજા હતો. રૈયત પણ બહુ સુખી હતી, અને દેશ બહુ આબાદ હતો. જયશિખરી, રૂપસુંદરી, અને ગુજરાતની આબાદીની વાતો ઘણી જગાએ ફેલાઈ ગઇ હતી. આમ જયશિખરી બહુ આબરૂદાર રાજા થયો હતો.

જે વખતે ગુજરાતમાં જયશિખરીનો પ્રતાપ જામ્યો હતો, તે અરસામાં દક્ષિણમાં કલ્યાણ કટક કે કલ્યાણી શહેરમાં સોલંકી વંશનો ભુવડ નામે બહુ અભિમાની રાજા રાજ્ય કરતો હતો. તેણે ઘણા દેશો જીતી લીધા હતા, અને ગુજરાત જીતવા પણ પોતાના સરદારોને મોકલ્યા હતા. તેઓને જયશિખરીએ હરાવી નસાડ્યા હતા, પરંતુ તેઓએ એ વાત ભુવડથી છુપાવી રાખી હતી. ભુવડ તો એમજ જાણતો હતો કે ગુજરાત પણ મારા રાજ્યમાં ઉમેરાએલો છે.

એક વખતે ભુવડ દરબાર ભરી બેઠો હતો, એવામાં જયશિખરીનો શંકર નામે રાજકવિ તેના દરબારમાં જઇ ચઢ્યો. શંકર કવિએ પોતાની કવિતા કરવાની શક્તિથી ભુવડના રાજકવિને હરાવ્યો. ભુવડે શંકરને ઘણું ઇનામ આપ્યું, અને તેના વિષે ઘણી પુછપરછ કરી. જવાબમાં શંકર કવિએ પોતાના રાજા જયશિખરી, રાણી રૂપસુંદરી, અને ગુજરાતના ગૌરવનાં ઘણાંજ વખાણ કર્યાં. આ હકીકતથી ભુવડે જાણ્યું કે ગુજરાત મારા રાજ્યનો ભાગ નથી, તેથી તેણે એક મોટું લશ્કર ગુજરાત જીતવા મોકલ્યું.

ભુવડને ૧૬ બહાદુર સરદારો હતા. તેમાંનો **મીર** નામે સરદાર પંચાસર આવી પહોંચ્યો. આ સમાચાર સાંભળી જયશિખરી પોતાના શૂરા સામંતો સાથે તેના પર તૂટી પડ્યો. ભુવડનાં ઘણાં માણસો કપાઇ મુઆં. આખરે બચ્યાં તેટલાં માણસો લઇ **મીર** પોતાના દેશમાં પાછો ગયો. ભુવડ હારના સમાચાર સાંભળી દીલગીર થયો, અને મોટું લશ્કર લઈ જાતે પંચાસર આવ્યો. તેણે શહેરને ઘેરો ઘાલ્યો. જયશિખરીએ બહાદુરીથી શહેરનો બચાવ કર્યો. ઘેરો બાવન દિવસ પહોંચ્યો. જ્યારે જયશિખરીના ઘણા સિપાઇઓ મરણ પામ્યા ત્યારે તેને લાગ્યું કે હવે ઝાઝો વખત બચાવ થઈ શકશે નહિ. એવી હાલતમાં તેણે પોતાના સાળા સુરપાળને પોતાની પાસે બોલાવ્યો, અને તેને કહ્યું કે હવે જીતવાની આશા રહી નથી. તારી બેન ગર્ભવંતી છે, તેને લઇ તું

કોઈ નિર્ભય જગાએ મૂકી આવ. જો તે બચાવ પામશે, તો મારો વંશ રહેશે અને કોઈ દિવસે મારૂં રાજ્ય પાછું મેળવશે. જયશિખરીને શહેરમાં મૂકી સુરપાળ જવા બિલકુલ નારાજ હતો. તો પણ સમય વિચારી તે રૂપસુંદરીને લઈ વનમાં જવા નીકળ્યો.

સુરપાળના ગયા પછી જયશિખરીએ ભુવડ સાથે ભારે લડાઈ કરી. તેણે ભુવડને લાત મારી દૂર ફેંકી દીધો, પણ એટલામાં ભુવડના બે માણસોએ તરવારથી તેનું માથું કાપી નાંખ્યું. કહે છે કે તેનું ધડ ત્રણ દિવસ સુધી ઝુઝીને પડયું ! આમ જબરી બહાદુરી બતાવ્યા છતાં ગુજરાતનું રાજ્ય ભુવડના હાથમાં ગયું. તેણે સોરઠ તથા કચ્છના રાજાને જીતી તાબે કર્યા, અને ગુજરાતમાં પોતાનો સુબો મૂકી તે પોતાની રાજધાનીમાં પાછો ગયો.

---

## ૮. વનરાજ ચાવડો.

શૂરો સુરપાળ જયશિખરીની ઇચ્છા મુજબ રાણી રૂપસુંદરીને જંગલમાં નિર્ભય સ્થળે મૂકી પંચાસર તરફ પાછો ફર્યો. રસ્તામાં તેને જયશિખરીના મરણના તથા પંચાસર ભુવડના હાથમાં ગયાના સમાચાર મળ્યા. આથી તે દીલગીર થઈ સોરઠના જંગલમાં ભરાયો.

જંગલમાં રૂપસુંદરીને ભીલડીઓએ ઘણી મદદ કરી. રૂપસુંદરીના સમાચાર ભુવડના કાને પહોંચ્યા હતા, તેથી તેણે તેને શોધી કાઢવા પોતાનાં માણસો મોકલ્યાં હતાં. તેઓની બીકને લીધે રૂપસુંદરીને જંગલમાં અહીંતહીં નાસી સંતાઈ જવું પડતું હતું. જયશિખરી જેવા ગુજરાતના બહાદુર રાજાની સુકોમળ રાણીને પણ શત્રુઓની બીકને લીધે ઘણાંજ દુઃખો ભોગવવાં પડ્યાં ! આવી દુઃખી હાલતમાં પણ તેણે

કદી હિંમત તજી નહિ. તે જાણતી હતી કે જેમ તડકા પાછળ છાંયડો, થંડી પછી તાપ, તેમ સુખ પછી દુઃખ અને દુઃખ પછી સુખ આવે છે જ. એવા વિચારે તેણે ઘણી જ ધીરજ રાખી અને પરમેશ્વરે તેને તેની ધીરજનાં મીઠાં ફળ આપ્યાં.

વૈશાખ સુદી પુનેમને દિવસે સૂર્યોદય સમયે રૂપસુંદરીને પુત્ર જન્મ્યો. રાજકુંવર વનમાં જન્મ્યો તેથી તેનું નામ **વનરાજ** એટલે વનનો રાજા કે સિંહ પાડવામાં આવ્યું. રૂપસુંદરી અનેક સંકટો વેઠી તેનું રક્ષણ કરી તેને ઉછેરતી હતી. એક દિવસે રાણી ઝાડની ડાળીએ ઝોળી બાંધી કુંવરને ઝોલા ખવરાવતી હતી, એટલામાં શીલગુણસુરી નામે એક યતિ ત્યાં આવી ચઢ્યા. તે રાણી તથા કુંવરને ઓળખી તેમને પોતાના અપાસરે લઈ ગયા. તેમણે જયશિખરીના મરણના સમાચાર રાણીને કહ્યા; અને તેને દિલાસો આપી શાંત કરી પોતાની સાથે રાખી.

સુરપાળ હવે પોતાની બેન અને વનરાજ પાસે આવ્યો હતો. જ્યારે વનરાજ મોટો થયો ત્યારે તે તેના મામા સુરપાળ સાથે ભુવડના રાજ્યની સામે બહારવટું કરવા લાગ્યો. સુરપાળે તેને લડાઈ વિષેની કેળવણી આપવા માંડી. વનરાજ મૂળથી જ ઘણો હોશિયાર હતો, તેથી શીલગુણસુરી અને સુરપાળના શિક્ષણથી સર્વ વાતે જાણીતો અને બહાદુર બન્યો. તે જંગલમાં ઉછર્યો માટે શરીરે બળવાન થયો હતો. તેણે ઘણાં સંકટો વેઠ્યાં માટે તે હિંમતવાન અને ધીરજવાન બન્યો. તેને દુશ્મનોની બીકમાં અને બીકમાં કામ કરવું પડ્યું, માટે તે નવી નવી યુક્તિઓ ખોળી કાઢતાં શીખ્યો. તે બહાર જંગલમાં રઝળ્યો માટે તેને રાજ્ય, પૈસા અને માણસો મેળવવાની જરૂર જણાઈ, અને તે મેળવવા તેણે મહેનત પણ કરવા માંડી.

વનરાજ એક વખતે રાત્રે એક વાણીઆના ઘરમાં ચોરી કરવા પેઠો. ચાવડા લુટારાનો ધંધો કરતા હતા એ વાત આપણે આગળ

વાંચી ગયા, તેને આ વાતથી ટેકો મળે છે. વનરાજે કોઠામાં હાથ ઘાલ્યો ત્યારે તેનો હાથ એક દહીંના ગોરસામાં પડયો. આથી અપ-શુકન થયા માની તે ત્યાંથી જતો રહ્યો. સવારમાં વાણીઆની બ્હેન શ્રીદેવીએ ગોરસામાં વનરાજના હાથનો પંજો પડેલો જોયો. પંજાની રેખાઓ જોઈ તેણે એવા પંજાવાળા ભાગ્યશાળી પુરુષનાં દર્શન કર્યા વગર ન જમવાની પ્રતિજ્ઞા લીધી. વનરાજે તેને મળી તેને બ્હેન ગણી લીધી.

વનરાજ એક વખતે બે સોબતીઓ સાથે લુટ કરવા જંગલમાં ગયો. એ વખતે જંબુ શેઠ અને ચાંપો નામે એક વાણીઓ ઘીનું કુલ્લું લઇ સામે આવતા હતા. વનરાજે વાણીઆને રોકયો. પોતાને ચોરોએ રોકયો એમ જાણી ચાંપાએ પોતાની પાસે પાંચ તીર હતાં તેમાંથી ઉતાવળે બે ભાંગી નાખી દીધાં, અને કામઠું ચઢાવી સામે થયો.

વનરાજે તેને બે તીર ભાંગી નાખવાનું કારણ પૂછ્યું. તેણે કહ્યું કે તમે ત્રણ જણ છો, માટે તમોને મારવા ત્રણ તીર જ બસ છે. ચાંપાની આવી બહાદુરી જોઈ વનરાજે તેને પોતાની ઓળખાણ આપી, અને તેને મિત્ર ગણી પોતાની સાથે રાખ્યો.

આ ચાંપાએ પાછળથી પાવાગઢની તળેટીએ ચાંપાનેર શહેર વસાવ્યું હતું. એ શહેરનો ઘેરાવો ૧ાા ગાઉનો હતો. હાલ તેનાં ખંડેરો જોવામાં આવે છે. તેની વસ્તી અમદાવાદમાં આવીને વસી છે.

ભુવડે ગુજરાતની ઉપજ પોતાની દીકરી મીનળદેવીને આપી હતી. એક વખતે ભુવડનાં માણુસો ગુજરાતમાંથી પુષ્કળ દ્રવ્ય અને સોરઠના જાતવાન ઘોડા લઇને જતાં હતાં. તેમના પર વનરાજે ઓચીંતો હલ્લો કરી બધું પડાવી લીધું. એ વખતે તેને ૨૪ લાખ સોનામહોર, ૪૦૦ ઘોડા, અને બીજો પુષ્કળ કીમતી માલ મળ્યો. આથી તેને ભુવડ સાથેનું વેર તાજું થયું. તે એક વર્ષ સુધી જંગલમાં સંતાઇ

રહ્યો; અને ત્યાં તેણે લશ્કર પણ ભેગું કરવા માંડ્યું. અણહીલ નામના ભરવાડે તેને સંતાવાની જગા બતાવી હતી.

વનરાજે ઘણાં માણસોની મદદ મેળવી, અને પોતાનું લશ્કર વધાર્યું. પછી તેણે ભુવડનાં માણસો પાસેથી ગુજરાતનું રાજ્ય પાછું જીતી લીધું. તેણે અણહીલ ભરવાડની સલાહથી સરસ્વતી નદીના કિનારે મેદાનમાં પાટણ નામે નવું શહેર વસાવી ત્યાં રાજધાની કરી; અને પોતાનો રાજ્યાભિષેક કરાવ્યો.

વનરાજે ગાદીએ બેઠા પછી જેઓએ તેને સંકટમાં મદદ કરી હતી, તેઓના ઉપકારનો બદલો વાળ્યો. અણહીલ ભરવાડના નામ પરથી તેણે શહેરનું નામ અણહીલપુર પાટણ રાખ્યું. શ્રીદેવી પાસે રાજ્યાભિ-ષેક વખતે તિલક કરાવ્યું. ચાંપાની બહાદુરીની કદર કરી તેને પોતાનો પ્રધાન નીમ્યો. શિલગુણસુરીના સ્મરણ માટે પાટણમાં પંચાસર પાર-સનાથની મૂર્તિ સ્થાપી. આ ઉપરથી આપણે જોઇ શકીએ છીએ કે વનરાજ પોતા પર ઉપકાર કરનારને ભૂલી ગયો નહિ, પણ તે પોતાનું વચન પાળનાર અને ઉપકારનો બદલો વાળનાર હતો.

વનરાજ ૫૦ વર્ષની વયે ગાદીએ બેઠો હતો, અને ૬૦ વર્ષ રાજ્ય કરી ૧૧૦ વર્ષની લાંબી ઉમ્મરે ઈ. સ. ૮૦૬માં મરણ પામ્યો હતો. તે સદ્‌ગુણી રાજા હતો. તેની પ્રજા સુખી અને આબાદ હતી.

---

## ૯. વનરાજ પછીના ચાવડા રાજાઓ.



વનરાજના મરણ પછી તેનો કુંવર યોગરાજ ગુજરાતનો રાજા થયો. તે સારૂં ભણેલો, લડાઈમાં શૂરો અને ચાલાક તથા તેના પિતાના જેવો પ્રતાપી રાજા હતો. તેણે પોતાના રાજ્યમાં વધારો કરી ઉપજ

પણ વધારી હતી. તે તીર મારવામાં બહુ હોશિયાર હતો. તે ઘણો સારો રાજા હતો તેથી પ્રજા પણ સુખી હતી.

યોગરાજ કલંકરહિત રહેવા ઇચ્છતો હતો, તેથી તેણે બહુ પ્રામાણિકપણે કારભાર કરવા માંડ્યો. તેના વખતમાં કેટલાંક પરદેશી વહાણો કીમતી માલ લઈ કાઠિઆવાડમાં આવેલા પ્રભાસપાટણ બંદરે આવ્યાં હતાં. તે વહાણોના કીમતી માલથી લલચાઈ પાટવી પુત્ર ક્ષેમરાજે તે લુટી લેવા પોતાનો વિચાર યોગરાજને જણાવ્યો. યોગરાજે તેને તેમ કરવા સાફ ના પાડી. આમ છતાંએ ક્ષેમરાજે તે વહાણો પર હુમલો કરી તેમાંનો માલ લુટી લીધો. આ બનાવથી યોગરાજ બહુજ દુઃખી થયો. તેણે કુંવરને બહુજ ઠપકો દીધો અને કહ્યું કે લોકો આપણા ચાવડા વંશના રાજાઓને ચોર ગણી ધિક્કારે છે. મેં એ કલંક ધોઈ નાંખવા મહેનત કરી હતી, પણ તેં તે મહેનત પર પાણી ફેરવ્યું છે; અને ચોરીનું કલંક પણ તેં તારા લોભથી તાજું કર્યું છે! તેણે લુટેલો માલ વેપારીઓને પાછો અપાવ્યો. કેવો અદલ ઇન્સાફ! યોગરાજ ખરેખર તેના નામ પ્રમાણે યોગ્ય રાજા હતો. તેના વિષે કહેવાય છે કે પરદેશમાં તેની અપકીર્તિ થઈ જાણી તે ચિતા ખડકી તેમાં બળી મુઓ. પોતાની આબરૂ સાચવવાની તેની ટેકને ખરેખર, ધન્યવાદ ઘટે છે!

યોગરાજ પછી ચાવડા વંશની ગાદીએ ચાર રાજા થયા. તેમાંનો એક ક્ષેમરાજ લોભી અને ક્રોધી હતો. તે પછી રત્નાદિત્ય થયો. તે સાચો, શૂરો અને પોતાનું વચન પાળનાર રાજા હતો. તે બળવાન રાજાએ લુચ્ચા, ચોર, ઠગારા, અને ગુનેહગારોને દેશમાંથી હાંકી કાઢી પ્રજાને સુખી કરી.

ચાવડા વંશનો છેલ્લો રાજા સામંતસિંહ કે ધાધડ નબળો અને દારૂના બુરા વ્યસનમાં સપડાએલો હતો. તેના વખતમાં રાજ્યની પડતી હાલત થતી હતી. આ અરસામાં જયશિખરીને હરાવનાર ભુવડના

વંશના ભુવનાદિત્ય નામે રાજાના રાજ, **બીજ**, અને દંડક નામે ત્રણ કુંવરો શિવભક્ત હોવાથી પ્રભાસપાટણમાં સોમનાથ મહાદેવની જાત્રા કરવા ગયા હતા. ત્યાંથી તેઓ ફરતા ફરતા અણહીલવાડમાં આવી ચઢયા. એક વખતે સામંતસિંહ ઘોડા પર બેસી ફરતો તેઓના જોવામાં આવ્યો. સામંતસિંહે ઘોડાને ચાબુક મારી તેથી રાજે નાખુશી બતાવી, અને કહ્યું કે "મનોહર ગતિ હોવા છતાં તમે ઘોડાને વગર કારણે ચાબુક મારી તે ઠીક કર્યું નહિ." સામંતસિંહે **રાજને** રાજકુળનો જાણી તેને તેની બેન લીલાદેવી પરણાવી. લીલાદેવી સુવાવડમાં અકાળ મરણ પામી, તેથી શસ્ત્રવૈદોએ તેનું પેટ ચીરી બાળકને બહાર કાઢયો. કુંવરનો જન્મ મૂળ નક્ષત્રમાં થયો, માટે તેનું નામ **મૂળરાજ** રાખ્યું.

મૂળરાજ મોટો થયો ત્યારે રાજ અને બીજ તેમને જુદા જુદા દેશોમાં ફરવા લઇ ગયા. તેઓ એક વખતે કચ્છના રાજા **લાખાના** દરબારમાં જઈ પહોંચ્યા. લાખાએ પોતાની બેન રાજ સાથે પરણાવી. એક વખતે લાખા અને રાજને તકરાર થઇ તેથી લાખાએ રાજને મારી નાખ્યો. આ પછી ૧૧ વર્ષની વયનો મૂળરાજ તેના કાકા બીજ સાથે પાટણમાં પોતાના મામા સામંતસિંહને ત્યાં આવી રહ્યો.

હવે મૂળરાજ કે જે નાનપણથીજ ચાલાક હતો તે ભણીગણીને હોશિયાર થયો. તે પછી તેણે ધીમે ધીમે રાજ્યનાં કામોમાં હાથ ઘાલવા માંડયો. સામંતસિંહ દારૂના ઘેનમાં રૈયત પર જુલમ કરતો હતો, તેથી રૈયત તેનાથી કંટાળી ગઇ હતી. મૂળરાજે રાજ્ય વધારવામાં તેના મામાને ઘણી મદદ કરી હતી. સામંતસિંહે તેની બહાદુરીથી રાજી થઇને એક વખતે દારૂના ઘેનમાં અને ઘેનમાં પોતાનું રાજ્ય મૂળરાજને લખી આપી તેને ગાદીએ બેસાડયો. દારૂની કેફ ઉતર્યા પછી સામંતસિંહે રાજ્ય મૂળરાજ પાસેથી લઇ લેવા માંડયું, તેથી મૂળરાજે સામંતસિંહને હરાવી મોસાળીઆમાંથી ગાદીનો દાવો

કરનારાને મારી નાખ્યા, અને પોતે પાટણમાં સ્વતંત્ર રીતે રાજ્ય કરવા લાગ્યો. આ પ્રમાણે ચાવડા વંશના રાજ્યનો અંત આવ્યો. દારૂના ભુંડા વ્યસનથી ચાવડા વંશનું રાજ્ય ગયું, એ આપણે સામંતસિંહની વાર્તાપરથી જાણી શકીએ છીએ.

---

# ગુજરાતમાં સોલંકી વંશના રાજાઓ.

## ૧૦. મૂળરાજ સોલંકી.

સોલંકી વંશના રાજાઓનો મૂળ પુરુષ ચુલુક્ય હતો. તેના વંશના ગુજરાતના રાજાઓ ચૌલુક્ય વંશના રાજાઓ કહેવાય છે. ભાટ લોકો તેઓને માટે સોલંકી નામ વાપરે છે. તેથી તેઓ સોલંકી વંશના રાજાઓ પણ કહેવાય છે. સોલંકી વંશના કેટલાક રાજાઓએ જૈન ધર્મ ગ્રહણ કર્યો હતો, તેથી જૈન ધર્મના લખનારાઓએ તેઓ વિષે કેટલીક નોંધ રાખી હતી; આ કારણથી ચાવડા વંશ કરતાં સોલંકી વંશના રાજાઓનો ઇતિહાસ વધારે ચોક્કસ લાગે છે.

મૂળરાજ સોલંકી વંશનો પહેલો રાજા હતો. પોતાના મામા અને તેના કુંવરોનાં ખૂનનાં ભયંકર પાપ કરી તે ગુજરાતનો રાજા થયો! મૂળરાજને વગર હકે ગાદીએ આવેલો જાણી ઉત્તર તરફથી અજમેરનો રાજા તેના પર ચઢી આવ્યો. તેજ વખતે દક્ષિણમાંથી તૈલંગણ દેશના રાજા તૈલપે પણ પોતાના સેનાપતિ બારપને ગુજરાત પર સવારી કરવા મોકલ્યો. એકી વખતે બંને બાજુએથી બે શત્રુઓ ચઢી આવ્યા તેથી શું કરવું તે વિષે મૂળરાજ વિચારમાં પડયો; અને

પોતાના પ્રધાનોની સલાહથી તે કચ્છના નાકા પર આવેલા કંથકોટના કિલ્લામાં ભરાયો.

મૂળરાજ ધારતો હતો કે અજમેરનો રાજા નવરાત્રના તહેવારોમાં પોતાની દેવીની પૂજા કરવા અજમેર પાછો જશે, તે વખતે બારપને હરાવી નસાડી મૂકી શકાશે; પરંતુ તેના ધારવા પ્રમાણે અજમેરનો રાજા પાછો ગયો નહિ, પણ ઉલટું તેણે લડાઇની પુરતી તૈયારી કરી રાખી. એક વખતે મૂળરાજ હાથી પર બેસી એકલો હિંમત અને બહાદુરીથી અજમેરના રાજાની છાવણીમાં ગયો, અને તેને કહ્યું કે "દક્ષિણમાંથી બારપ મારા પર ચઢી આવ્યો છે, તેની સાથે લડું ત્યાં સુધી આપ થોભજો. તે પછી આપણે બહુ ખુશીથી લડાઈ કરીશું." આવી બહાદુરીથી અજમેરનો રાજા બહુજ ખુશ થયો, અને તેની હિંમત જોઇ તે પોતાના દેશમાં પાછો ગયો.

તે પછી મૂળરાજે પોતાના સરદારો સાથે બારપ પર હુમલો કરી તેને હરાવીને માર્યો; તથા તેના ૧૮ હાથી અને ૧૦,૦૦૦ ઘોડા પડાવી લીધા. આથી બારપનું લશ્કર તેના દેશમાં નાસી ગયું. આ વખતે સોરઠનો ભરવાડ જાતનો ગ્રહરિપુ નામે રાજા પ્રભાસપાટણની જાત્રાએ જતાં આવતાં માણસોને લુટતો હતો. મૂળરાજે તેને હરાવી જાત્રાળુઓનાં દુઃખ દૂર કરવાનો ઠરાવ કર્યો. તેણે આબુ, મારવાડ અને કાશીના રાજાઓને પોતાની મદદે બોલાવ્યા. તેઓની મદદથી મૂળરાજે સોરઠ પર ચઢાઇ કરી. ગ્રહરિપુને કચ્છનો રાજા લાખો અને સિંધનો રાજા મદદ કરવા આવ્યા. હવે મૂળરાજ અને ગ્રહરિપુ વચ્ચે જબરી લડાઇ થઇ. તેમાં ગ્રહરિપુ હાર્યો અને કેદ પકડાયો. આ લડાઇમાં લાખો મરણ પામ્યો. ગ્રહરિપુની રાણીએ પોતાના ધણીનો જીવ બચાવવા મૂળરાજને બહુ કાલાવાલા કર્યા, તેથી મૂળરાજે તેને જીવતો રાખી પોતાની મોટાઈ બતાવી. પછી ખંડણી લેવાની શરતે ગ્રહરિપુને તેનું રાજ્ય પાછું સોંપ્યું. આ જીત મળવાથી મૂળરાજ

સોરઠ અને કચ્છ પર અધિકારી થયો. પછી તે સોમનાથ જઇ મહાદેવનું પૂજન કરી પુષ્કળ લૂટ તથા ૧૦૮ હાથી લઇ અણહીલપુર પાછો આવ્યો.

મૂળરાજનું બળ અને બહાદુરી જોઇ ઘણા રાજાઓએ તેની આણ સ્વીકારી ભેટો મોકલવા માંડી. તેમાં લાટ દેશના રાજાએ એક ગાંડો હાથી મોકલ્યો. આથી પોતાનું અપમાન થયું ગણી મૂળરાજ બહુજ ગુસ્સે થયો. તેણે પોતાના પાટવી કુંવર ચામુંડને તેને શિક્ષા કરવા મોકલ્યો, અને પાછળથી પોતે પણ ગયો. ચામુંડે લાટ દેશના રાજાને હરાવી મારી નાંખ્યો, તેથી મૂળરાજ રાજધાનીમાં પાછો આવ્યો.

જો કે મૂળરાજે પોતાના પરાક્રમથી રાજ્ય અને અધિકારમાં વધારો કર્યો, તો પણ તેના મનમાં શાંતિ નહોતી; કારણ કે મોસાળીઆંનાં ખૂન કરી તે ગાદીએ આવ્યો હતો. આથી તેને ઘડપણમાં બહુજ પસ્તાવો થયો. પોતે કરેલાં ઘોર પાપથી છુટવાને એકાંત સ્થળે ઇશ્વરભક્તિ કરવા સિદ્ધપુરમાં સરસ્વતી નદીના કિનારા પર તેણે એક મોટું દેવાલય ચણાવવા માંડયું. તે રુદ્રમાળ કે રુદ્રમહાલય નામે પ્રખ્યાત છે. રુદ્ર એટલે મહાદેવ, અને મહાલય એટલે મોટું દેવળ. હાલ તો આ દેવાલયનાં ખંડેરોની નિશાનીઓજ રહેલી છે.

મૂળરાજ પોતાનો ઘણો વખત સિદ્ધપુરમાં ઇશ્વરભક્તિમાંજ ગાળતો. પાપની માફી મેળવવા તેણે બ્રાહ્મણોને પરદેશથી તેડાવી સિદ્ધપુરમાં વસાવ્યા હતા, અને તેઓને ઘણાં ધર્મદાન કર્યાં હતાં. તેણે તેડેલા ઉત્તરના બ્રાહ્મણો ઔદિચ્ય, કનોજથી આવેલા કનોજીઆ અને બંગાળાના ગૌડ પ્રાંતથી આવેલા શ્રીગોડ નામે ઓળખાયા. મૂળરાજે ઔદિચ્ય બ્રાહ્મણોને સિદ્ધપુર, શ્રીગોડ બ્રાહ્મણોને ખંભાત, અને બીજા બ્રાહ્મણોને સિહોર ગામ દાનમાં આપ્યાં હતાં.

## ૧૧. ભીમદેવ પહેલો.



મૂળરાજ પછી ગુજરાતની ગાદીએ ત્રણ રાજાઓ થયા, પણ તેઓના વખતમાં કંઇ જાણવા લાયક બાબત બની નથી. તે પછી નાગરાજનો કુંવર ભીમદેવ ગાદી પર બેઠો. તે ભીમ બાણાવળી નામે પણ પ્રખ્યાત છે. તે બહુ બળવાન અને પરાક્રમી હતો. તેણે પહેલેથીજ ચોર તથા લુટારૂઓને પકડી કેદ કર્યા, તેથી રાજ્યમાં શાંતિ ફેલાઇ અને પ્રજા સુખી થઇ.

જે વખતે ભીમદેવ ગુજરાતમાં રાજ્ય કરતો હતો તે વખતે હિંદના વાયવ્ય ખૂણામાં આવેલા અફઘાનિસ્તાન નામે દેશમાં મેહંમૂદ ગિઝની નામે સુલતાન રાજ્ય કરતો હતો. તે વખતે વેપારીઓ હિંદુસ્તાનમાંથી બહુ કીમતી માલ તેના દેશમાં થઇને પરદેશ લઇ જતા હતા. તેથી લલચાઈ મેહંમૂદ લૂટ કરવા અને પોતાનો ધર્મ ફેલાવવા હિંદુસ્તાન પર સ્વારીઓ કરતો હતો. એ અરસામાં હાલ કાઠિઆવાડની દક્ષિણે પ્રભાસપાટણ શહેર છે, ત્યાં સોમનાથ મહાદેવનું એક બહુ મોટું અને જુનું દેવાલય હતું. તેમાં પાંચ હાથ ઉંચી અને ત્રણ હાથ ઘેરાવાવાળી સોમનાથ મહાદેવની મૂર્તિ હતી. મૂર્તિની પાસે ૨૦૦ મણ સોનાની સાંકળ લટકતી હતી; અને દહેરાને કીમતી કમાડ હતાં. હજારો જાત્રાળુઓ લાંબા વખતથી સોમનાથની જાત્રાએ આવતા હતા; તેથી દહેરામાં સોનું, રૂપું, અને હિંદનાં મૂલ્યવાન રત્નો ભેગાં થયાં હતાં. આગ્ર દહેરામાં અઢળક દ્રવ્ય ભેગું થયું હતું. મેહંમૂદ ઉત્તર હિંદનાં દહેરાં લૂટતો લૂટતો ગુજરાતમાં આવ્યો, અને તેણે સોમનાથ મહાદેવની જાહોજલાલી સાંભળી તે લૂટવા ઇ. સ. ૧૦૨૪માં તે દેવાલય પર ચઢાઈ કરી.

ભીમદેવ અણહીલપુર તજી કંથકોટના કિલ્લામાં ભરાયો અને

લડાઇની તૈયારી કરવા લાગ્યો. મેહંમૂદે સહેલાઇથી અણુહીલપુર જીતી સોમનાથને ઘેરો ઘાલ્યો. ભીમદેવ તેની સામે લડવા ઉતરી આવ્યો. મહાદેવનું રક્ષણ કરવા હિંદુઓ ભીમદેવની મદદમાં રહી બહુ બહાદુરીથી લડ્યા પણ તેઓને જોઇતી મદદ મળી શકી નહિ તેથી હાર્યા. ઘણા રજપુતો માર્યા ગયા, અને કેટલાક નાસી છુટ્યા.

પછી મેહંમૂદ દહેરામાં દાખલ થયો. પૂજારીઓએ ધ્રુજીને મૂર્તિ ન તોડવા બહુ કાલાવાલા કર્યા, અને તે બદલ બહુ દ્રવ્ય આપવા કહ્યું; પરંતુ તે ન ગણકારતાં તેણે લોઢાની ડાંગથી મૂર્તિના કકડેકકડા કરી નાખ્યા. હવે મેહંમૂદ સોમનાથ મહાદેવમાંથી પુષ્કળ દ્રવ્ય લુટીને ગિઝની લઇ ગયો. તેણે હિંદના કારીગરો અને દ્રવ્યથી ગિઝનીને સુંદર શહેર બનાવ્યું હતું. આ પ્રમાણે ગુજરાત પર ચઢાઇ કરવાથી મેહંમૂદને બહુ દ્રવ્ય મળ્યું ખરૂં, પણ તે હિંદુઓને મુસલમાન બનાવી શક્યો નહિ.

મેહંમૂદ ગિઝની ગુજરાતમાંથી ગયો તે પછી ભીમદેવે રાજ્ય સારી રીતે ચલાવવા માંડ્યું. એ અરસામાં સિંધમાં હમ્મુક નામે રાજા રાજ્ય કરતો હતો. તે ભીમદેવની સત્તા સ્વીકારતો નહોતો. ભીમદેવે સિંધ પર સવારી કરી રાજાને હરાવી તાબે કર્યો. એવી જ રીતે ભીમદેવે ચેદી કે બુંદેલખંડના રાજા કરણને પણ હરાવી પોતાની આણ માનતો કર્યો, અને તેને ખંડીઓ રાજા બનાવ્યો.

ભીમદેવના જમાનામાં માળવામાં વિદ્વાનોને આશ્રય આપનાર ભોજ નામે પ્રખ્યાત રાજા રાજ્ય કરતો હતો. તેને ગુજરાતના રાજા સાથે અણબનાવ હતો, તેથી જ્યારે ભીમદેવે સિંધ પર સવારી કરી ત્યારે ભોજે પોતાના સેનાપતિ કુલચંદ્રને ગુજરાત પર ચઢાઈ કરવા મોકલ્યો. કુલચંદ્રે ભીમદેવની ગેરહાજરીનો લાભ લઈ અણુહીલપુર લૂટ્યું અને મહેલો બાળી મૂકી બહુ નુકસાન કર્યું. લૂટ લઇ કુલચંદ્ર માળવા ગયો, અને ભોજ રાજાએ તેને સારો આવકાર આપ્યો.

એક વખતે માળવામાં દુકાળ પડ્યો, ત્યારે ભોજરાજાએ દ્રવ્ય મેળવવા તૈલંગણ દેશ પર ચઢાઇ કરી. તે પ્રસંગનો લાભ લઇ ભીમદેવે માળવા પર સવારી કરી. આથી ભીમે કહી તેવી શરતો સ્વીકારીને માળવાના રાજાને ભીમદેવ સાથે સલાહ કરવી પડી.

આબુ પર અચળેશ્વર નામે એક ગઢ છે. ત્યાંનો ઢુંઢુરાજ નામે પરમાર રાજા ભીમદેવથી સ્વતંત્રપણે વર્તતો હતો. વળી તેણે ભીમના સામાવાળીઆ માળવાના રાજા ભોજ સાથે મૈત્રી બાંધી હતી. આથી ગુસ્સે થઈ ભીમદેવે પોતાના એક પ્રધાન વિમળશાહને લશ્કર આપી આબુ પર સવારી કરવા મોકલ્યો. વિમળશાહે ઢુંઢુરાજને હરાવી તેની પાસેથી આબુ પરનું ચિત્રકૂટ શિખર મેળવ્યું. તે શિખર પર તેણે ઉત્તમ કારીગરીવાળાં સુંદર જૈન દહેરાં ચણાવ્યાં. તે 'દેલવાડાનાં દહેરાં" નામે પ્રખ્યાત છે. એ દહેરાં એવાં સુંદર અને કારીગરીવાળાં છે કે હજારો જૈન જાત્રાળુઓ, પરદેશીઓ અને પરધર્મીઓ ઘણે દૂરથી તે જોવા માટે આવે છે.

ભીમદેવના વખતમાં અજમેરનો ચોહાણ રાજા વિસળદેવ રજપુતોનો આગેવાન ગણાતો હતો. તે સોમનાથ મહાદેવનું રક્ષણ કરવા મેહમૂદ ગિઝનીની સામે લડ્યો હતો. જ્યારે મેહમૂદ મરી ગયો ત્યારે તેણે જીતેલા હિંદના ભાગ પાછા મેળવવા તથા તેના સરદારોને હિંદમાંથી હાંકી કાઢવા બધા રજપુતોએ સંપ કર્યો; પણ ભીમદેવ તેમાં ભળ્યો નહિ. વિસળદેવે મુસલમાનોને હરાવી હાંકી કાઢ્યા અને તે પછી ભીમદેવ પર ચઢાઈ કરી. વિસળદેવનું લશ્કર ગામડાં લૂટતું અને બાળતું પાટણ પાસે આવી પહોંચ્યું ત્યારે ભીમદેવ લડવા સામે થયો. બંને વચ્ચે ભારી લડાઇ થઇ. હજારો માણસો મરાયાં. ઘણી બહાદુરી બતાવ્યા છતાં ભીમ ઘવાયો અને પ્રધાનોના સમજાવવાથી તેણે વિસળદેવ સાથે સલાહ કરી. વિસળદેવ પુષ્કળ નજરાણું લઇ સ્વદેશ ગયો, અને થોડા વખત પછી પાછા આવી સલાહની શરત પ્રમાણે પોતાની

જીત થઇ હતી તે જગાએ તેણે વિસનગર વસાવ્યું. તે હાલ વિસનગર નામે ઓળખાય છે, અને કડી પ્રાંતમાં ગાયકવાડ સરકારને તાબે છે.

ભીમદેવને ક્ષેમરાજ, કરણ, અને મૂળરાજ નામે ત્રણ કુંવર હતા. તેમાંનો મૂળરાજ ઘોડે બેસવામાં બહુ હોશિયાર હતો. હવે ભીમદેવ ઘરડો થયો હતો તેથી તેણે પોતાના પાટવી કુંવર ક્ષેમરાજને રાજ્ય સોંપી પોતે ઇશ્વરભક્તિમાં વખત ગાળવાનો વિચાર જણાવ્યો. ક્ષેમરાજે રાજ્ય ચલાવવા કરતાં પ્રભુનું ભજન કરવાનું વધારે પસંદ કરી રાજ્ય લેવા ના પાડી, તેથી પોતાના બીજા પુત્ર કરણને ગાદીએ બેસાડી ભીમદેવ તીર્થસ્થળમાં જઇ રહ્યો.

## ૧૨. કરણ અને મીનળદેવી.

ભીમદેવને ત્રણ રાણીઓ હતી, તેઓમાં ઉદયામતી માનીતી હતી. તેને પેટે કરણનો જન્મ થયો હતો. કરણની મા બહુ ધાર્મિક હતી, તેથી તેના જેવા સારા ગુણો કરણમાં પણ ઉતર્યા હતા. કરણનું રાજ્ય બહુ શાંતિમાં ચાલ્યું હતું. તેના વખતમાં મોટી લડાઇઓ થઇ નહોતી, તેથી તેને મળેલો વખત તેણે લોકોનું ભલું થાય એવાં કામ કરવામાં ગાળ્યો.

ગુજરાતમાં પહેલાં ભીલ કોળીઓની વસતી વધારે હતી, અને હજી પણ કેટલાંક ગામોમાં છે. તેઓ ચોરી અને લૂટ કરવાનો ધંધો કરતા હતા. તેથી પ્રજા બહુ દુઃખ પામતી. ધંધુકામાં ધનમેર નામે એક કોળી સરદાર બળવાન હતો. કરણે તેને વશ કર્યો તેથી તેનો ત્રાસ મટયો. તે પછી અમદાવાદની પાસે હાલ અસારવા ગામ છે, ત્યાં અશાવળ કરીને ગામ હતું. ત્યાં આશા ભીલ નામે લૂટારો સરદાર

હતો. કરણે તેને ઓચીંતો પકડી મારી નાંખ્યો. તેના ત્રાસમાંથી પ્રજા છુટી થઈ. આ બનાવોથી બીજા લુટારા પણ શાંત થઈ ગયા.

કરણે પાટણની દક્ષિણે થોડા ગાઉ પર મોઢેરા નામે ગામ છે ત્યાં કરણસાગર નામે તળાવ બંધાવ્યું, અને તેમાં પાણી લેવા રૂપેણ નદી વાળી લીધી. સોએક વર્ષ પર ભારે રેલ આવી હતી ત્યારે તેની પાળો તૂટી ગઈ હતી, અને આજે તેનું ઠામઠેકાણું પણ નથી. વળી તેણે અમદાવાદની પાસે કરણાવતી નગરી વસાવી હતી. હાલ અમદાવાદની પાસે રણમુક્તેશ્વર મહાદેવ છે, તેની પાસે તેનાં ખંડેરો જોવામાં આવે છે. વળી કરણે ગીરનાર પર એક દહેરૂં ચણાવ્યું હતું. તે હજી લગી કાયમ છે અને કરણવિહાર નામે ઓળખાય છે.

દક્ષિણમાં ચંદ્રપુર નામે એક નગર હતું. તેના રાજા જયકેશીને મીનળદેવી નામે એક કન્યા હતી. તે બહુ સદ્‌ગુણી હતી. તેની સાથે કરણનું લગ્ન થયું હતું. મીનળદેવીને પેટે ગુજરાતના પ્રખ્યાત રાજા સિદ્ધરાજનો જન્મ પાલણપુરમાં થયો હતો.

સિદ્ધરાજ ત્રણ વર્ષનો થયો ત્યારે કરણ રાજા મરણ પામ્યો, તેથી રાજ્યનો કારભાર મીનળદેવી રાજ્યના જુના ત્રણ પ્રધાનોની સલાહથી સારી રીતે કરવા લાગી. તેણે વિરમગામમાં મીલનસર અથવા માનસર અને ધોળકામાં મલાવ તળાવ બંધાવ્યાં હતાં. મલાવ તળાવ સંબંધી એવું કહેવાય છે કે તે તળાવ બાંધવાની જગાએ એક બાઇનું ઘર આવેલું હતું. સારા આકારનું તળાવ બાંધવામાં એ ઘર આડે આવતું હતું. મીનળદેવીએ પૈસા આપી તે ઘરની જમીન માગી પણ તે બાઇએ આપવા ના પાડી. લોકોએ તે બાઇને બહુ સમજાવી પણ તેણે તે ઘર આપ્યું નહિ. છેવટે મીનળદેવીએ તે ઘર રહેવા દઈ તળાવ જરા વાંકું બંધાવ્યું! જો મીનળદેવી ધારત તો તે ઘરની જમીન તે બળાત્કારે લઈ શકત, પરંતુ એક સાધારણ માણસને પણ દુઃખ થાય નહિ, તે માટે તેણે પોતાના

અધિકારનો ઉપયોગ કર્યો નહિ, આથી મીનળદેવીનાં બહુ વખાણ થયાં. આ બનાવ પરથી કહેવાય છે કે "ન્યાય જોવો હોય તો ધોળકાનું તળાવ જુઓ."

---

## ૧૩. સિદ્ધરાજ જયસિંહ.

સિદ્ધરાજ ઈ. સ. ૧૦૯૧ માં પાલણપુરમાં જન્મ્યો હતો. તે ૩ વર્ષનો થયો ત્યારે તેનો બાપ કરણ મરી ગયો, તેથી મીનળદેવી કારભાર કરતી હતી એ વાત તમે વાંચી ગયા છો. એક વખતે સિદ્ધરાજ રમતમાં ગાદી પર ચઢી બેઠો, ત્યારે જોશીઓના કહેવા પ્રમાણે તે સારો પ્રસંગ હોવાથી કરણે પોતેજ તેનો રાજ્યાભિષેક કરાવ્યો હતો. આજે પણ તે ગુજરાતમાં સધરા જેસંગ નામે પ્રખ્યાત છે.

જ્યારે સિદ્ધરાજ મોટો થયો ત્યારે તેણે પોતે રાજ્ય ચલાવવા માંડ્યું. એક વખતે મીનળદેવી સોમનાથની જાત્રાએ જવા નીકળી. રસ્તામાં તેને માલમ પડ્યું કે સોમનાથની જાત્રા કરવા જનાર માણસો પાસેથી અણહીલવાડના રાજાઓ કર લે છે, તેથી જાત્રાળુઓને બહુ હરકત થાય છે, અને કેટલાકથી તો જાત્રા કરવા જઈ શકાતુંજ નથી. આથી તે દીલગીર થઈ સિદ્ધરાજ પાસે પાછી આવી, અને તેણે તેને કહ્યું કે "જ્યાં સુધી જાત્રાળુ વેરો તું બંધ નહિ કરે ત્યાં સુધી હું ખાઈશ નહિ." આથી સિદ્ધરાજે પોતાની માના વચન ખાતર ૭૨ લાખ રૂપીઆની આવકનો જાત્રાળુ વેરો લેવો બંધ કર્યો.

જ્યારે મીનળદેવી સોમનાથની જાત્રાએ નીકળી હતી અને સિદ્ધરાજ રાજધાનીમાં નહોતો, ત્યારે માળવાના રાજા યશોવર્માએ અણહીલવાડ પર સવારી કરી. આથી સાંતુ પ્રધાને તેને ધન આપી પાછો

વાળ્યો. સિદ્ધરાજે પાછા આવી આ વાત જાણી ત્યારે તે બહુ ગુસ્સે થયો, અને તેણે તરતજ માળવા પર ચઢાઈ કરી. તેણે માળવાની રાજધાની ધારાનગરીને બાર વર્ષ સુધી ઘેરો ઘાલ્યો. છેવટે દક્ષિણનો દરવાજો તોડી તે શહેરમાં દાખલ થયો. યશોવર્મા બહાદુરીથી લડ્યો પણ કેદ પકડાયો, અને તેનું રાજ્ય ગુજરાત સાથે જોડી દેવામાં આવ્યું.

સિંધ દેશના શેરાપરા રાજાને ત્યાં એક કુંવરી જન્મી હતી. જોશીઓએ તેના જન્મ વિષે રાજાને કહ્યું કે "જો તમે તેનું મોં જોશો તો તમારૂં રાજ્ય નાશ પામશે." આથી રાજાએ તે કુંવરીને જંગલમાં મોકલાવી દીધી. જંગલમાં તે છોડી એક કુંભારના જોવામાં આવી. તે તેને પોતાના ઘેર લઈ ગયો. ત્યાં તે ઉછરી મોટી થઈ. તે કુંવરી રાણકદેવી નામે ઇતિહાસમાં પ્રખ્યાત થઈ છે.

થોડા વખત પછી તે કુંભાર રાણકદેવીને લઈ જુનાગઢ પાસે આવેલા મજેવડી ગામમાં જઈ રહ્યો હતો. રાણકદેવી મોટપણે બહુજ સુંદર થઇ હતી. ભાટ લોકોની મારફતે સિદ્ધરાજે રાણકદેવીની સુંદરતાનાં બહુ વખાણ સાંભળ્યાં. તેણે રાણકદેવીને પરણવા માગણી કરી. કુંભારે તે માગણી કબુલ રાખી. એવામાં જુનાગઢનો રાજા રાખેંગાર તેને બળાત્કારે પરણી લઈ ગયો.

રાખેંગારના આ કામથી સિદ્ધરાજ બહુ ગુસ્સે થયો. તેણે તરતજ જુનાગઢ પર ચઢાઇ કરી. તેણે બાર વર્ષ સુધી જુનાગઢને ઘેરી લડાઈ ચાલુ રાખી. એવામાં રાખેંગારના ભાણેજ દેહલ અને વિહલ દગો કરી સિદ્ધરાજ સાથે ભળી ગયા. તેઓએ શહેરના દરવાજા પણ ઉઘાડ્યા તેથી સિદ્ધરાજ તેમાં દાખલ થયો. જુનાગઢમાં જબરી લડાઈ થઇ. તેમાં રાખેંગાર મરાયો. સિદ્ધરાજે જુનાગઢનું રાજ્ય પોતાના રાજ્યમાં જોડી દઇ તે પર કારભાર કરવા સજ્જન નામે સરદારને નીમ્યો.

રાખેંગાર મરાયો પણ રાણકદેવીએ સિદ્ધરાજને પરણવા ચોકખી

ના પાડી. સિદ્ધરાજે ક્રોધે ભરાઈ રાણકદેવીને વશ કરવા તેના દેખતાં તેના બે નિર્દોષ પુત્રોને મારી નાખ્યા! છતાંએ રાણકદેવી સિદ્ધરાજને વશ થઇ નહિ. આખરે રાણકદેવી વઢવાણ આગળ સતી થઇ. **ગુજરાતનો રાજા રાખેંગાર જેવા રાજાને જીતી શકયો, પણ રાણકદેવી જેવી અબળા સ્ત્રીને વશ કરી શકયો નહિ! ધન્ય છે એવી સદ્‌ગુણી સ્ત્રીઓને!**

કાઠિઆવાડમાં બાબરીઆવાડ કરીને એક પ્રાંત છે. ત્યાં સિદ્ધરાજના વખતમાં બર્બર નામનો એક જંગલી જાતનો સરદાર હતો. તે બહુ બળવાન હતો. લોકો તેને બાબરો રાક્ષસ કહેતા. તે બ્રાહ્મણોને બહુ દુઃખ દેતો હતો, તેથી સિદ્ધરાજે તેની સાથે લડાઇ કરી તેને બાંધીને કેદ કર્યો. બર્બરે સારી રીતે ચાલવા તથા વશ રહેવા કબુલાત આપી ત્યારે તેને છોડવામાં આવ્યો હતો. તેણે સિદ્ધરાજને ઘણી મદદ કરી હતી.

બુંદેલખંડમાં મોહોબકપુર નામે એક શહેર હતું. ત્યાં મદનવર્મા નામે રાજા રાજ્ય કરતો હતો. તે બહુ ઉદાર, ન્યાયી અને ભારે વૈભવી હતો. સિદ્ધરાજે તેને વશ કરવા બુંદેલખંડ પર ચઢાઈ કરી. મદનવર્માએ કહ્યું કે "જો તું પૈસા મેળવવા આવ્યો હોય તો તે તને મળશે, પણ જો રાજ્ય જીતવા આવ્યો હોય તો અમે લડવાને તૈયાર છીએ." આથી સિદ્ધરાજે ૯૬ કરોડ સોનૈયા માગ્યા. તે તેણે તરતજ ગણી આપ્યા. તે પછી મદનવર્માએ પોતાનો રાજમહેલ, ખજાનો વગેરે વૈભવ સિદ્ધરાજને બતાવ્યો. તે જોઈ સિદ્ધરાજ બહુ નવાઇ પામ્યો, અને મદનવર્માને પોતાનો મિત્ર ગણી અણહીલપુર પાછો આવ્યો.

## ૧૪. સિદ્ધરાજ જયસિંહ ( ચાલુ ).

સિદ્ધરાજે પાટણમાં એક મોટું તળાવ બંધાવ્યું હતું. તેની ચારે તરફ પાળે મહાદેવની હજાર દેરીઓ કરાવી હતી, તેથી તે તળાવને સહસ્ત્રલિંગ નામ આપ્યું હતું. એ તળાવમાં પાણી હમેશાં છલોછલ ભરેલું રહેતું હતું.

જ્યારે એ તળાવ ખોદાતું હતું ત્યારે માળવાથી ઘણા ઓડ લોકો મજુરી કરવા આવ્યા હતા. તેઓની સાથે જસમા નામે એક ઓડણ પણ તેના ધણી સહિત આવી હતી. તે બહુજ રૂપાળી હતી. તેના રૂપમાં મોહી સિદ્ધરાજે તેને પરણવાનો વિચાર કર્યો. તે દરરોજ તળાવ પર આવીને બેસતો અને જસમાને પોતાની સાથે પરણવાને ઘણી ઘણી લાલચો આપી સમજાવતો હતો. તેણે તેને પટરાણી બનાવવાનું કહ્યું તો પણ તે કશાથી ડગી નહિ. જ્યારે સિદ્ધરાજે જોયું કે તે સમજાવવાથી વશ થાય તેમ નથી, ત્યારે તેણે તેને બળાત્કારે પકડી પરણવાનો નિશ્ચય કર્યો. આ વાત ઓડ લોકોના જાણવામાં આવી તેથી તેઓ રાતોરાત પાટણથી નાસી ગયા. સિદ્ધરાજ તેઓની પાછળ પડયો અને તેમને પકડી પાડયા. ઓડ લોકો સામા થયા અને લડીને કપાઇ મુઆ. જસમા પણ પોતાના ધણી પાછળ બળી મરી, પણ સિદ્ધરાજ સાથે પરણી નહિ. જસમાએ મરતી વખતે સિદ્ધરાજને શાપ દીધો કે ' જા, તારા તળાવમાં પાણી નહિ રહે.' હાલ ત્યાં દહેરાંનાં ખંડેરો અને તળાવની જગાએ ખેતરો જોવામાં આવે છે. જ્યારે આપણે ગુજરાતના પ્રતાપી રાજા સિદ્ધરાજને જસમા ઓડણ જેવી મજુરણની પાછળ નાસતો જોઇએ છીએ, ત્યારે તેને ગુજરાતનો નાથ કહેવા કરતાં ગુજરાતનો ભીખારી કહેવાનું વધારે મન થાય છે. જેમ તે રાણકદેવીને વશ કરી શકયો નહિ, તેમ તે જસમા ઓડણને પણ કબજે કરી શકયો નહિ. આવાં કામોથી તેની

જળહળતી આબરૂને મોટું કલંક લાગ્યું છે! જસમા જેવી અનેક લાલચોને ધિક્કારી કાઢી એક પતિને ખરા સ્નેહથી જિંદગી સુધી વળગી રહેનારી સદ્‌ગુણી સ્રીઓને ખરેખર ધન્યવાદ ઘટે છે.

સિદ્ધરાજના સરદારોમાં જગદેવ પરમાર નામે એક બહાદુર સરદાર હતો. તે માળવાની ધારાનગરીના રાજા ઉદયાદિત્યનો પુત્ર હતો. ઉદયાદિત્યને વાઘેલી અને સોલંકિણી નામે બે રાણીઓ હતી. તેઓમાં વાઘેલી માનીતી અને સોલંકિણી અણમાનીતી હતી. વાઘેલીને રણધવળ અને સોલંકિણીને જગદેવ નામે પુત્ર થયા હતા. રણધવળ માનીતી રાણીનો કુંવર હોવાથી ઉદયાદિત્ય રાજાએ તેને ગાદીનો વારસ ઠરાવ્યો, તેથી તે મોજમઝા કરવા લાગ્યો. જો કે જગદેવ બહાદુર, પરાક્રમી અને શૂરો હતો, તોપણ તે અણમાનીતી રાણીનો પુત્ર હોવાથી પૂરતું ખાવાપીવા અને પહેરવાઓઢવાનું પણ પામતો નહોતો. એક દિવસે રાજાએ તેની ગરીબાઈ જોઇ તેના પર દયા કરી અને તેને ખજાનામાંથી કીમતી કપડાં, દાગીના અને વાપરવા માટે પૈસા અપાવ્યાં, તથા બેસવાને માટે ઘોડો પણ આપ્યો.

જગદેવની લાયકીનાં વખાણ સાંભળી ગૌડ દેશના (બંગાળામાં આવેલા) રાજાએ પોતાની કુંવરીનું તેની સાથે લગ્ન કરવાની માગણી કરી. આ વખતે ઉદયાદિત્ય રાજા હાજર નહોતો, તેથી માનીતી રાણીએ ખટપટ કરી વીરધવળ સાથે તેનો વિવાહ ગોઠવ્યો. જગદેવ વીરધવળની જાનમાં જતો હતો, ત્યારે રસ્તામાં ટુકટોડા ગામ આવ્યું. ત્યાંના ચાવડા રાજા બીજે પોતાની કુંવરી વીરમતી જગદેવ સાથે પરણાવી. તે બહુ સદ્‌ગુણી અને શૂરવીર રજપુતાણી હતી.

એક વખતે ઉદયાદિત્ય રાજાએ જગદેવને કેટલીક ભેટ આપી, પણ પોતાની માનીતી રાણીના સમજાવવાથી તેણે આપેલી ભેટ જગદેવ પાસેથી પાછી લઇ લીધી. આથી જગદેવ રીસાઇને કોઈ રાજારજવાડામાં નોકરી શોધવા નીકળ્યો. રસ્તે જતાં તેણે પોતાની સ્ત્રી

ચાવડી વીરમતીને જોડે લીધી. તેઓ બંને પ્રતાપી સિદ્ધરાજનાં પરાક્રમ સાંભળી પાટણ તરફ ચાલ્યાં. રસ્તામાં એક વાઘ અને વાઘણે તેઓ પર ત્રાપ મારી. જગદેવે વાઘને માર્યો પણ વાઘણ બચી ગઈ. તે વિકરાળ વાઘણને બહાદુર **વીરમતીએ** એક ઝટકે પુરી કરી.

પાટણ આવ્યા પછી સિદ્ધરાજે જગદેવની પરીક્ષા કરી તેને દરરોજના એક હજાર રૂપીઆનો પગાર ઠરાવી નોકરીમાં રાખ્યો. જગદેવે સ્વામીભક્તિ એવી સારી રીતે કરી કે સિદ્ધરાજે તેના પર રાજી થઇ તેને પોતાની પુત્રી પરણાવી તથા મોટી જાગીર પણ આપી. વખત જતાં જગદેવની કીર્તિ ઘણીજ વધી. જગદેવે જાણ્યું કે સિદ્ધરાજ માળવા પર ચડાઈ કરવાનો છે, અને તે વખતે હું તેનો નોકર હોવા છતાં પણ મારા બાપ સામે લડી શકીશ નહિ; તેથી તે નોકરી છોડી પોતાના દેશ ચાલ્યો ગયો. ઉદયાદિત્યે તેને સારો આવકાર આપ્યો અને તેને ગાદીએ બેસાડ્યો. જો કે જગદેવ ગરીબાઇમાં ઉછર્યો હતો, અને ખાલી હાથે દેશ છોડી નીકળ્યો હતો, તોપણ પોતાની જાતમહેનત અને પરાક્રમથી તેણે એવી સારી સેવા બજાવી કે જેથી તે પુષ્કળ ધનદોલત અને વૈભવ સાથે પોતાના દેશમાં પાછો આવ્યો, અને ગાદીએ પણ બેઠો.

સિદ્ધરાજ પોતાના વડવાઓની પેઠે શૈવ ધર્મ પાળતો હતો. મૂળરાજે શ્રીસ્થળમાં રુદ્રમાળનું દહેરૂં ચણાવ્યું હતું, તે તેણે વધારીને સમરાવ્યું. તેની યાદમાં તેણે શ્રીસ્થળને સિદ્ધપુર નામ આપ્યું હતું. તેણે ગુજરાતમાં વાવ, કુવા, તળાવ, ધર્મશાળા વગેરે લોકોપયોગી ઘણાં બાંધકામ કરાવ્યાં હતાં.

સિદ્ધરાજ વિદ્વાનોને ઘણો આશ્રય આપતો હતો, અને તેમની પાસે ધર્મનો સંવાદ કરાવતો હતો. તે જૈન સાધુ હેમાચાર્યને પોતાની પાસે રાખતો અને વિદ્વાન તરીકે તેને માન આપતો હતો. તે ન્યાયી અને ધર્મ સંબંધી બધાને છુટ આપનાર રાજા હતો. તેણે રાજ્યની

સારી વ્યવસ્થા રાખી હતી, તેથી પ્રજા બહુ સુખી હતી, અને તેના પર બહુ પ્રેમ રાખતી હતી.

સિદ્ધરાજ બહુ કીર્તિમાન રાજા થઈ ગયો છે. તેણે પોતાનું રાજ્ય બહુ વધાર્યું હતું. ગુજરાત અને સોરઠ ઉપરાંત કચ્છ દેશનો રાજા, તથા ઉત્તરે અચળેશ્વર અને ચંદ્રાવતીના પરમાર રાજાઓ તેને તાબે હતા; વળી આબુની પેલી તરફ તેની સત્તા ફેલાઇ હતી. પૂર્વ તરફ માળવામાં તેની આણ ફરતી, અને દક્ષિણમાં કોલ્હાપુરનું રાજ્ય તેની ધાસ્તીમાં રહેતું હતું.



## ૧૫. કુમારપાળ.

ભીમદેવ પહેલાને બકુલાદેવી નામે રાણીથી ક્ષેમરાજ નામે પુત્ર થયો હતો. તે ક્ષેમરાજને હરિપાળ નામે પુત્ર હતો. હરિપાલને ત્રિભુવનપાળ નામે પુત્ર હતો, તેને ત્રણ કુંવરો અને બે કુંવરીઓ હતાં. કુંવરોનાં નામ મહિપાલ, કીર્તિપાલ, અને કુમારપાળ, તથા કુંવરીઓનાં નામ પ્રેમલદેવી અને દેવલદેવી હતાં. પ્રેમલદેવી સિદ્ધરાજના સરદાર કાનદેવ સાથે અને દેવલદેવી સાંભરના રાજા અર્ણોરાજ સાથે પરણી હતી.

સિદ્ધરાજને પુત્ર નહોતો. તેને ખબર પડી કે મારી પાછળ કુમારપાળ ગાદીએ બેસવાનો છે. કુમારપાળની મા હલકા કુળની હતી, તેથી તે પોતાની પાછળ ગાદીએ બેસે એવું સિદ્ધરાજ ઇચ્છતો નહોતો. આથી સિદ્ધરાજે કુમારપાળને મારી નાખવાનો વિચાર કર્યો. તેણે ત્રિભુવનપાળને મારી નંખાવ્યો તેથી કુમારપાળ વેશ બદલી નાસી ગયો. સિદ્ધરાજે તેને પકડવા માણસો મોકલ્યાં. તે માણસો કુમાર-

પાળની લગભગ આવી પહોંચ્યાં. એટલામાં ભીમસિંહ નામના ખેડુતે તેને કાંટાના ઢગલામાં સંતાડી દીધો તેથી તે બચી ગયો. દુશ્મનોના ગયા પછી કુમારપાળ ખેડુતનો ઉપકાર માની પ્રસંગ આવે બદલો વાળવાનું વચન આપી આગળ ચાલ્યો ગયો. રસ્તામાં ભૂખ્યા કુમારપાળને કોઈ શેઠની દેવશ્રી નામની પુત્રી પિઅર જતી હતી તેણે ખાવાનું આપ્યું. કુમારપાળે તેને બેન ગણવા વચન આપ્યું. તે પછી કુમારપાળ દેથળી ગામમાં પોતાના કુટુંબને મળવા ગયો. તેની ખબર પડતાં સિદ્ધરાજે તે ગામને ઘેરો ઘાલ્યો, પણ સજ્જન નામે કુંભારે તેને પોતાની ભઠ્ઠીમાં સંતાડી બચાવી લીધો. આખરે કુમારપાળ ફરતો ફરતો ખંભાતમાં આવી પહોંચ્યો. ત્યાં તેને હેમાચાર્ય ગુરુનો મેળાપ થયો. તેમણે તેને કહ્યું કે તમને ફલાણા ચોક્કસ વખતે રાજ્ય મળશે. કુમારપાળે હેમાચાર્યનો ઉપકાર માન્યો અને કહ્યું કે "જો આપનું વચન સાચું પડશે તો હું આપનો ધર્મ પાળીશ." આ પ્રમાણે કુમારપાળને અનેક સંકટો પડ્યાં, તેથી જેમ વનરાજને સંકટોથી સારો બોધ મળ્યો હતો તેમ તે પણ બહુ અનુભવી થયો અને કેળવાયો. તેને તેનો બનેવી કાનદેવ રાજધાનીના સમાચાર વારંવાર મોકલતો હતો.

સિદ્ધરાજ ઇ. સ. ૧૧૪૩ માં મરણ પામ્યો. એ સમાચાર સાંભળી કુમારપાળ ઉતાવળથી અણહીલપુર આવ્યો, અને પોતાના બનેવી કાનદેવની મદદથી ૫૦ વર્ષની વયે ગાદીએ બેઠો. બહુજ દુ:ખ વેઠ્યા પછી આખરે તેને શાંતિ વળી.

હવે કુમારપાળે દુ:ખના દિવસો યાદ કર્યા. સંકટમાં તેને જેઓએ મદદ કરી હતી તેઓને તેણે યાદ કર્યા; અને જેમ વનરાજે મદદ કરનારાંઓને બદલો વાળી આપ્યો હતો, તેમ તેણે પણ બદલો વાળી પોતાનું વચન પાળ્યું.

કુમારપાળે જુના ખટપટી પ્રધાનોને વશ કરી દૃઢતાથી રાજ્ય સારી રીતે ચલાવવા માંડ્યું. એવામાં સાંભરનો રાજા અર્ણોરાજ ગુજ-

રાત પર ચઢી આવ્યો. લડાઇના મેદાનમાં કુમારપાળ પોતાનો હાથી અર્ણોરાજની પાસે લઈ ગયો અને તેણે બહાદુરીથી યુદ્ધ કર્યું. શત્રુઓ હાર્યા અને જીવ લઇને નાસી ગયા.

જે વખતે કુમારપાળ અર્ણોરાજ સાથે લડતો હતો તે વખતે તેણે પોતાના બે સરદારોને માળવાના રાજા પર ચઢાઈ કરવા મોકલ્યા હતા. તેઓ માળવાના રાજા સાથે મળી ગયા. તેમની મદદથી માળવાના રાજાએ અણહીલપુર પર હલ્લો કર્યો. કુમારપાળ મોટું લશ્કર લઇ બહાદુરીથી સામે થયો, અને માળવાના રાજાને હાથી પરથી પાડી નાખી મારી નાખ્યો. માળવાનું લશ્કર હારી નાસી ગયું અને માળવા ફરીથી ગુજરાતના તાબામાં આવ્યું.

એક વખતે કુમારપાળ કચેરી ભરીને બેઠો હતો ત્યાં કોંકણ પ્રાંતના કેટલાક લાટ લોકોએ આવી ત્યાંનાં રાજા મલ્લિકાર્જુનનાં બહુ વખાણ કર્યાં. તે સાંભળી રાજાને બહુ રીશ ચઢી. તેણે પોતાના સરદાર આમ્રભટને કોંકણ પર ચઢાઇ કરવા મોકલ્યો. મલ્લિકાર્જુને તેને હરાવી પાછો હાંકી કાઢયો. કુમારપાળે મોટું લશ્કર આપી બીજી વખતે આમ્રભટને કોંકણ મોકલ્યો. તે વખતે આમ્રભટની તરવારથી મલ્લિકાર્જુન માર્યો ગયો અને ગુજરાતના લશ્કરે જીત મેળવી. આમ્રભટ કોકણનો ખજાનો લુટી ગુજરાતમાં આવ્યો તેથી કુમારપાળ બહુ ખુશ થયો.

આ સિવાય કુમારપાળે પોતાના સરદારને મોકલી સાંભરના રાજાને ફરીથી હરાવી પોતાની આણ માનતો કર્યો હતો. સુરાષ્ટ્ર ઉપર પણ તેણે સવારી મોકલેલી પણ તેમાં જીત મળી નહોતી. ચેદીનો રાજા ગુજરાતમાં સવારી કરવા નીકળ્યો હતો, પણ તે હાથી પર રાતના સુઈ રહ્યો હતો, એવામાં તેના ગળામાંનો હીરામાણેકનો કંઠો વડની ડાળીમાં ભરાયો, અને હાથી ચાલ્યો ગયો, તેથી તે અધર લટકી મરણ પામ્યો હતો. વળી ચંદ્રાવતીના રાજાને કેદમાં પુર્યો હતો, કારણ કે તેણે સાંભરના (અજમેર) અર્ણોરાજને મદદ કરી હતી.

જો કે કુમારપાળે જાહેર બાંધકામ સિદ્ધરાજના જેટલાં કરાવ્યાં નહોતાં, તોપણ તેણે સોમનાથનું પ્રાચીન દેવાલય પત્થરથી સમરાવ્યું હતું. વળી જૈન દેવળો પાછળ પણ તેણે ઘણો ખર્ચ કર્યો હતો. પોતાના વચન પ્રમાણે તે જૈન થયો હતો, અને તેણે એક હજાર કરતાં વધારે જૈન દેવળો ચણાવ્યાં હતાં એવું કહેવાય છે.

કુમારપાળે વિદ્વાનોને બહુ આશ્રય આપ્યો હતો. તે ખાસ કરીને સંસ્કૃત કવિઓને રાખતો. તેના ગુરુ હેમાચાર્ય સૌથી મોટા વિદ્વાન હતા.

કુમારપાળના વખતમાં ગુજરાતની સીમા ઉત્તરે તુર્ક દેશ, પૂર્વે ગંગા નદી, દક્ષિણે વિન્ધ્ય પર્વત, અને પશ્ચિમે સિંધુ સુધી વિસ્તાર પામી હતી.

કુમારપાળ ૩૦ વર્ષ રાજ્ય કરી મરણ પામ્યો હતો. તે પહેલાં હેમાચાર્ય પણ ગુજરી ગયા હતા.

---

## ૧૬. હેમાચાર્ય.

ધંધુકામાં ચાચિંગ નામે એક વાણીઓ રહેતો હતો. તેની સ્ત્રીનું નામ પાહિણી હતું. તેઓને એક પુત્ર થયો. તેનું નામ તેઓએ ચંગદેવ પાડ્યું. ચંગદેવ પાંચેક વર્ષનો થયો ત્યારે પાટણથી દેવચંદ્રસુરી નામે એક જૈન સાધુ ધંધુકે આવ્યા હતા. ઘણાં માણસો તેમનાં દર્શન કરવા જતાં હતાં. ચંગદેવ પણ પોતાની માની સાથે દેવચંદ્રસુરીનાં દર્શન કરવા ગયો હતો. તે રમતો રમતો આચાર્યની ગાદી પર બેસી ગયો. તેની હિંમત અને લક્ષણો જોઇ આચાર્યને લાગ્યું કે તે ભવિષ્યમાં બહુ પ્રખ્યાત થાય એવો લાગે છે. એક વખતે દેવચંદ્રસુરી

ચાચિંગને ઘેર ગયા અને પોતાના શિષ્ય થવા ચંગદેવની માગણી કરી. આ વખતે ચાચિંગ પરગામ ગયેલો હતો. ધાર્મિક પાહિણીએ પોતાના પુત્ર આચાર્યને સોંપી દીધો. તેને લઈ તે કર્ણાવટી ગયા.

તે પછી ચાચિંગ ઘેર આવ્યો અને પુત્રના સમાચાર સાંભળ્યા. આથી તે બહુ દીલગીર થયો અને જ્યાં સુધી પુત્રનાં દર્શન થાય નહિ ત્યાં સુધી નહિ ખાવાની બાધા રાખી. તે પુત્રને શોધતો શોધતો કર્ણાવટી ગયો. તેણે દેવચંદ્રસુરી પાસે પોતાના પુત્રને પાછો માગ્યો. દેવચંદ્રે તેને બહુ ધન આપ્યું, અને લોકોએ તેને બહુ સમજાવ્યો તેથી તેણે ચંગદેવને આચાર્યની પાસે રહેવા દીધો.

જયારે ચંગદેવ આઠ વર્ષનો થયો ત્યારે તેને દીક્ષા એટલે ધર્મ-ક્રિયા કરવાનો હક આપ્યો, અને તેનું નામ સોમદેવસુરી રાખ્યું. સોમદેવસુરીએ ૨૧ વર્ષની વયે સર્વ શાસ્ત્રોનો અભ્યાસ પુરો કર્યો. તે સમર્થ વિદ્વાન થયા એટલે તેમને આચાર્યની પદવી આપી. હવે તેમને હેમચંદ્ર એટલે સોનાનો ચંદ્ર અથવા હેમાચાર્ય નામ આપ્યું. પોતાની વિદ્વત્તાથી હેમાચાર્યને સિદ્ધરાજના દરબારમાં બહુ માન હતું. કુમાર-પાળ તેમને પોતાના ગુરુ ગણુતો અને માન આપતો. તેમણે પ્રાકૃત ભાષાનું વ્યાકરણ અને બીજાં પુસ્તકો લખ્યાં હતાં.

કુમારપાળને પુત્ર નહોતો તેથી તેના ભાઈ મહીપાળનો પુત્ર અજયપાળ ગુજરાતનો રાજા થયો. તે શિવમાર્ગી હતો તેથી તેણે જૈન ધર્મના લોકો પર ઘણો જુલમ કર્યો. તેણે ઘણાં જૈન દહેરાં તોડી નંખાવ્યાં. તેણે કમર્દી નામના પ્રધાનને તેલની ઉકળતી કઢાઈમાં નખાવી મારી નાખ્યો. વળી રામચંદ્ર નામના એક જૈન આચાર્યને ખુબ તપાવેલાં તાંબાના પતરા પર બેસવાનો હુકમ કર્યો, તેથી તે વિદ્વાન માણુસ જીભ કરડી આપઘાત કરી મરણુ પામ્યો. આમ અજયપાળે ઘણુા જૈનોના જીવ લીધા, તેથી રૈયત બહુ દુ:ખી થઇ. અજયપાળનું આવું જુલમી રાજ્ય લાંબો વખત ટક્યું નહિ. તેણે ૩ વર્ષ રાજ્ય

ર્યું એટલામાં વિજયપાળ નામના તેના એક દરવાને પેટમાં કટાર મારી તેને મારી નાખ્યો.

અજયપાળના મરણ પછી તેનો નાની વયનો પુત્ર બાળ મૂળરાજ ઈ. સ. ૧૧૭૭ માં ગાદીએ બેઠો. તેના વખતમાં મુસલમાનો અફઘાનિસ્તાનના મહંમૂદ ઘોરીની સરદારી નીચે ગુજરાત પર ચઢી આવ્યા. તેઓને તેણે બહાદુરીથી હાંકી કાઢયા. આ લડાઇમાં મૂળરાજની મા નાયકાદેવી હાથી પર બેસી પોતાના લસ્કરને હિંમત આપતી હતી. મૂળરાજની નાની વયમાં તેનો કાકો ભીમદેવ કારભાર ચલાવતો હતો. તેનીજ મદદથી મૂળરાજે મુસલમાનોને હરાવ્યાં હતા. મૂળરાજ બે વર્ષ રાજ્ય કરી મરણ પામ્યો.

---

## ૧૭. ભીમદેવ બીજો.

બાળ મૂળરાજ પછી ભીમદેવ બીજો ગુજરાતની ગાદીએ બેઠો. તે ઉતાવળીઓ અને ભોળો હોવાથી "ભીમદેવ ભોળો" નામે પણ ઓળખાતો. તેના વખતમાં ગુજરાત પર દુર્દશાનું કાળચક્ર ભમી રહ્યું હતું; કારણ કે ઉત્તરના મુસલમાનો હિંદ પર વારંવાર હુમલા કરતા હતા. એ અરસામાં ઉત્તર હિંદમાં દિલ્હીમાં અનંગપાળનું, અજમેરમાં સોમેશ્વર ચોહાણનું અને કનોજમાં વિજયપાળ રાઠોડનું એમ ત્રણ મુખ્ય રજપુત રાજ્યો હતાં. તે સિવાય આબુ પર પરમાર જાતના રજપુતોનું રાજ્ય હતું. દુર્ભાગ્યે આ બધાં રાજ્યો એકસંપમાં નહોતાં, પણ એક બીજા સાથે લડતાં હતાં.

આબુના રાજા જેતસી પરમારને ઇચ્છિની કુમારી કે ઇચની નામે એક સુંદર કન્યા હતી. તેનો વિવાહ અજમેરના રાજા સોમેશ્વર ચોહા-

ણના પુત્ર પૃથ્વીરાજ સાથે થએલો હતો. તે કુંવરીના સ્વરૂપથી મોહી ભોળા ભીમે તેને પરણવા માગણી કરી; પરંતુ તેનો વિવાહ થએલો હોવાથી આબુના રાજાએ તે માગણી કબુલ રાખી નહિ. આથી ભીમદેવ બહુ ગુસ્સે થયો અને તેણે આબુ પર ચઢાઇ કરી. આબુના રાજાએ પોતાની કુંવરીને અજમેર મોકલી દીધી અને પોતે લશ્કર લઈ ભીમની સામે બહાદુરીથી લડયો. તેમાં ભીમનો જય થયો.

તે પછી ભીમદેવે ઇચ્છનની મેળવવા અજમેર પર ચઢાઇ કરવાનો ઠરાવ કર્યો. આ વખતે અફઘાનિસ્તાનનો શાહબુદ્દીન ઘોરી અજમેર પર ચડી આવ્યો હતો, તેથી ઘણા ડાહ્યા માણસોએ ભીમને અજમેર પર ચઢાઇ કરવા ના પાડી. છતાં અવિચારી ભીમ બીજાઓની ખોટી સલાહથી ભોળવાઇ અજમેર ગયો. ચોહાણોના સરદાર ચંદ બારોટે રાતે એકાએક છાપો મારી ભીમદેવને હરાવી નસાડયો. વળી પૃથ્વીરાજે મુસલમાનોને પણ હરાવીને નસાડી મૂકયા.

ભોળા ભીમને પોતાની હાર બહુ સાલ્યા કરતી હતી. તેના કેટલાક પિત્રાઇઓ ચોહાણોના આશ્રયે જઇ રહ્યા હતા. તેઓને એક વખતે ચોહાણોએ મારી નાખ્યા, તેથી ભીમદેવે ગુસ્સે થઇને અજમેર પર બીજી વખતે ચઢાઇ કરી. સોમેશ્વર એ ખબર સાંભળી પૃથ્વીરાજને દિલ્હીમાં મૂકી ભીમની સામે આવ્યો. બંને વચ્ચે જબરી લડાઇ થઈ. તેમાં સોમેશ્વર માર્યો ગયો અને ભીમદેવની જીત થઈ.

પોતાના પિતાના મરણના સમાચાર સાંભળી પૃથ્વીરાજ ચોહાણ બહુજ ક્રોધે ભરાયો. તે પોતાના બાપનું વેર લેવાનો નિશ્ચય કરી મોટું લશ્કર લઇ ગુજરાત પર ચઢી આવ્યો. ભીમે પણ લડવા માટે તૈયારી કરી. પૃથ્વીરાજ અણહીલપુરથી થોડે દૂર રહ્યો ત્યારે તેણે દીવો, નીસરણી, જાળ, અંકુશ અને ત્રિશૂળ આપી ચંદ બારોટને ભીમના દરબારમાં મોકલ્યો. તેણે ભીમદેવને કહ્યું કે “પૃથ્વીરાજ પોતાના બાપનું

વેર લેવાને ચઢી આવ્યો છે, માટે લડવાને તૈયાર થાઓ." ભીમે કહ્યું, વારૂ, પણ આ વસ્તુઓ શા માટે આણી છે? ચંદે કહ્યું કે જો તમે અંધારામાં સંતાઇ જાઓ તો તમને દીવાથી શોધી કાઢીશું. જો તમે આકાશમાં ચઢી જશો તો તમને નીસરણીથી પકડી પાડીશું. જો તમે પાતાળમાં જશો તો તમને કોદાળીથી ખોદી કાઢી પકડીશું. જો તમે પાણીમાં પડશો તો જાળથી તમને પકડીશું. તમને અંકુશવડે કબજે કરીશું અને ત્રિશૂળવડે મારી નાંખીશું. આવો પૃથ્વીરાજે નિશ્ચય કર્યો છે. માટે અમારા રાજાને શરણ આવો, નહિ તો મરણ માગી લો. આવાં ગર્વનાં વચન સાંભળીને ભીમને હસવું આવ્યું. તેણે કહ્યું કે તમારા રાજાને કહો કે એમ હું ડરી જતો નથી. તે પછી બંને વચ્ચે ભારે યુદ્ધ થયું. પરિણામે ભીમ હાર્યો અને નાસી ગયો. પૃથ્વીરાજ જય મેળવી ગુજરાત લૂટી પાછો ગયો.

પૃથ્વીરાજના દિલ્હી ગયા પછી શાહબુદ્દીન ઘોરી ઇ. સ. ૧૧૯૩ માં તેના પર ફરીથી ચઢી આવ્યો. તે લડાઇમાં પૃથ્વીરાજ માર્યો ગયો. તે પછી શાહબુદ્દીને પોતાના કુતુબુદ્દીન નામે સરદારને દિલ્હી અને અજમેરનો સુબો ઠરાવ્યો અને પોતે સ્વદેશ ગયો. થોડા વખત પછી શાહબુદ્દીન પાછો આવ્યો અને તેણે કનોજ અને કાશીના રાજાને હરાવી કેર વર્તાવ્યો. તે પછી તે ગુજરાત પર ચઢી આવ્યો. ભીમ હાર્યો અને જંગલમાં નાસી ગયો. મુસલમાનો ગુજરાત લુટી પાછા ગયા ત્યારે ભીમ પાછો આવ્યો અને રાજ્ય સંભાળી લીધું, પણ હવે તે સુખે રાજ્ય કરી શક્યો નહિ. તે ત્યાર પછી ૪ વર્ષ રાજ્ય ભોગવી મરણ પામ્યો. જો ભીમદેવ બીજા રજપુતોની સાથે ભળી મુસલમાનોની સામે લડ્યો હોત તો પાછળથી તેની આવી હાલત થાત નહિ; પરંતુ રજપુતો માંહોમાંહે કુસંપ કરી લડ્યા અને નબળા પડયા તેથી મુસલમાનોએ તેઓને એક પછી એક હરાવ્યા અને એમ દેશને પાયમાલ કર્યો. કુસંપ જ્યારે ત્યારે પણ નુકસાન કર્યા વિના રહેતો નથી.

ભીમદેવ પછી ત્રિભુવનપાળ ગુજરાતનો રાજા થયો. તેની પાસેથી ધોળકાના વાઘેલા રાણા વિસળદેવના હાથમાં ગુજરાતનું રાજ્ય આવ્યું.



# ગુજરાતમાં વાઘેલા વંશના રાજાઓ.

## ૧૮. વીરધવળ અને વાઘેલા વંશની સ્થાપના.



કુમારપાળના વખતમાં ધવલપ્રસાદ નામે એક સોલંકી સરદાર હતો. તેણે ધવલપુર કે ધોળકા વસાવી ત્યાં પોતાની સત્તા જમાવી હતી. ધવલપ્રસાદનો પુત્ર અર્ણોરાજ કુમારપાળનો મસીઆઇ ભાઇ થતો હતો. તેણે કુમારપાળની સારી સેવા બજાવી હતી, તેથી કુમારપાળે તેને પાટણથી ૫૦ માઇલને છેટે આવેલું વાઘેલ ગામ ઇનામમાં આપ્યું હતું. તે ગામના નામ પરથી અર્ણોરાજના વંશજો વાઘેલા જાતના રજપુતો કહેવાયા. તેઓ આગળ જતાં ગુજરાતના રાજા થયા.

અર્ણોરાજને લવણપ્રસાદ નામે પુત્ર હતો. તેણે ધોળકામાં રહીને ગુજરાત પર રાજસત્તા ચલાવી હતી. ધોળકાનો મુલક તેના તાબામાં હતો. લવણપ્રસાદ મહાબળવાન હતો. તેણે ભીમદેવને પડતીના વખતમાં બહુ મદદ કરી હતી, તેથી ભીમદેવે લવણપ્રસાદના પુત્ર વીરધવળને પોતાનો યુવરાજ નીમ્યો હતો.

લવણપ્રસાદે દક્ષિણમાંથી ચઢી આવેલા દેવગિરિના રાજાને હરાવી નસાડયો હતો. એ લડાઇમાં વીરધવળે બહુ બહાદુરી બતાવી હતી. લવણપ્રસાદે મારવાડમાં આવેલા નાંદેલના રાજાને પણ હરાવીને મારો

હતો. આમ લવણપ્રસાદની સત્તા બહુજ વધી હતી. તેણે જીવતાંજ રાજ્યનો કારભાર વીરધવળને સોંપી દીધો હતો.

રાણા વીરધવળે વસ્તુપાળ અને તેજપાળ નામના બે જૈનધર્મી વાણીઆને પ્રધાન નીમી કારભાર કરવા માંડ્યો. તે બંને ભાઇઓ બહુ બહાદુર હતા. તેઓના બાપદાદાઓ ગુજરાતના રાજાઓનું પ્રધાનવટુ કરતા હતા તેથી તેમની પાસે બહુ દ્રવ્ય હતું. વસ્તુપાળ બહુ વિદ્વાન અને બુદ્ધિશાળી હતો; અને તેજપાળ બહુ શૂરવીર તથા લડાઇના કામમાં જાણીતો હતો. વીરધવળે વસ્તુપાળને ધોળકા અને ખંભાતનો બંદોબસ્ત રાખવાનું કામ સોંપ્યું અને તેજપાળને લડાઈનું કામ સોંપી પોતાની પાસે રાખ્યો.

કેટલાક વખત પછી વસ્તુપાળ અને તેજપાળ શેત્રુંજયની જાત્રા કરવા ગયા. રસ્તે તેઓએ પોતાનું દ્રવ્ય દાટવા જમીન ખોદવા માંડી. ત્યાંથી તેઓને બહુ ધન મળી આવ્યું. એ બધું ધન સાચવવું તેમને બહુ કઠણ લાગ્યું, તેથી તેઓએ આબુ, ગીરનાર અને શેત્રુંજય ડુંગરો પર સુંદર જૈન દેવળો બંધાવ્યાં. તેઓમાં આબુનાં દહેરાં સૌથી ઉંચી કારીગરીનાં અને સુંદર છે. તે બાંધતાં તેમને સાડાબાર લાખ રૂપીઆનો ખર્ચ થયો હતો. હાલ પણ ઘણા પરદેશી મુસાફરો તે દહેરાં જોવા આવે છે અને તેનાં બહુ વખાણ કરે છે.

ગોધરામાં ઘુંઘલ નામે રાજા રાજ્ય કરતો હતો. તે વણજારા પાસેથી ગુજરાતનો માલ લુટી લેતો હતો. વીરધવળે તેને એવું ન કરવા કહેવરાવ્યું. તેના જવાબમાં ઘુંઘલે કાજળની દાબડી અને સાડી વીરધવળ પાસે મોકલી કહાવ્યું કે "સર્વ રાજાઓને હું સ્ત્રી જેવા ગણું છું." આથી વીરધવળે તેજપાળને લશ્કર લઇ ગોધરા મોકલ્યો. તેણે ઘુંઘળને હરાવી કેદ કરી ધોળકા આણ્યો. વીરધવળે સભા વચ્ચે તેની મોકલાવેલી સાડી તેને પહેરાવી, તથા કાજળની દાબડી કોટે બંધાવી. આ અપમાન સહન નહિ થવાથી ઘુંઘલ જીભ કરડીનેમરણ પામ્યો.

આ અરસામાં દિલ્હીમાં મોઝુદ્દીન નામે પાદશાહ રાજ્ય કરતો હતો. તેની મા મક્કે હજ કરવા જતી હતી. તેને ખંભાત બંદરે કોઇએ લૂટી લીધી. વસ્તુપાળે તેની સારી બરદાસ કરી દિલ્હી પહોંચાડી. આથી દિલ્હીનો પાદશાહ ખુશ થયો; અને વસ્તુપાળની માગણી પ્રમાણે ગુજરાત પર સવારી ન કરવાનું વચન આપ્યું.

મુસલમાનોનું જોર દિવસે દિવસે વધતું હતું તો પણ વીરધવળે રાજ્યની મજબુતાઈ કરી નહિ. તેણે દ્રવ્ય બાંધકામમાંજ ખર્ચ્યું; તેથી તેનાં બુરાં ફળ પાછળના રાજાઓને ચાખવાં પડ્યાં.

વીરધવળ ઈ. સ. ૧૨૩૯ કે ૪૦માં મરણ પામ્યો. તેને વિરમ; વિસળ અને પ્રતાપમલ્લ નામે ત્રણ કુંવરો હતા. વિરમને બાપ તથા પ્રધાનો સાથે બનતું નહોતું, કારણ કે તે બહુ ઉતાવળીઓ હતો. વીરધવળના મરણ પછી વસ્તુપાળે વિસળદેવને ગાદીએ બેસાડ્યો. વિરમનું કાંઇ ચાલ્યું નહિ તેથી તે વિરમગામ વસાવી ત્યાં રહેવા લાગ્યો.

## ૧૯. વિસળદેવ.

વિસળદેવના બાપદાદા ગુજરાતના રાજાઓની સત્તા નીચે ધોળકાના રાણા તરીકે રાજ્ય ચલાવતા હતા. વિસળદેવને તાબેદાર રહેવું ગમ્યું નહિ, તેથી તેણે ઈ. સ. ૧૨૪૩માં ગુજરાતના રાજા ત્રિભુવનપાળ પાસેથી રાજ્ય જીતી લઈ અણહીલપુરમાં ગુજરાતના સ્વતંત્ર રાજા તરીકે રાજ્ય કરવા માંડ્યું.

વિસળદેવના વખતમાં ગુજરાતમાં ૩ વર્ષનો દુકાળ પડ્યો. રાજાએ દુકાળીઆંને બચાવવા ઘણાં બાંધકામ ઉઘાડ્યાં. તેથી લોકોને સારી મદદ મળી હતી. તેણેવિસલનગર અને ડભોઇનો કિલ્લો બંધાવ્યાં હતાં એવું કહેવાય છે. વડોદરાથી ચાણોદ જવાની રેલવે ઉપર ડભોઇના

કિલ્લાનાં ખંડેર હજી જોવામાં આવે છે. તે કિલ્લો ચણવાનું કામ હીરા નામના એક હોશિયાર કડીઆને સોંપ્યું હતું. તેજ અરસામાં રાજાની મા પાસે તેલાં નામે એક દાસી હતી. તેણે પોતાના નામની યાદગીરી માટે એક તળાવ બાંધવા હીરા કડીઆને કહ્યું. તેણે તે કબુલ કર્યું અને કિલ્લા તથા તળાવનું કામ સાથે સાથે કરવા માંડયું. કિલ્લો ચણવા જે પત્થરો આવતા હતા તેમાંથી સારા સારા પત્થરો હીરાએ તળાવ બાંધવામાં વાપર્યા. તેની ખોટ પુરવા તેણે કિલ્લાની દીવાલની વચમાં ઇંટ અને માટી પુર્યા. આમ કરવાથી તળાવનું કામ પાકું અને મજબુત બન્યું. તે તળાવ દાસીના નામથી તેન તળાવ નામે ઓળખાયું. પાછળથી ત્યાં એક ગામ વસ્યું તે પણ તેન તળાવ નામે ઓળખાય છે. તે ડભોઇથી પાંચેક માઇલ દૂર છે.

ધીમે રહીને કિલ્લાના ચણતર વિષેની વાત રાજાના કાને આવી. તેણે તપાસ કરાવી તો ચણતરમાં પત્થરની વચ્ચે માટી જણાઈ આવી. આથી વિસળદેવ બહુ ગુસ્સે થયો, અને હીરાને જીવતોજ દરવાજા આગળ કોટમાં ચણાવ્યો, પરંતુ તેના ડોકાનો ભાગ ખુલ્લો રખાવ્યો. તેની સ્ત્રીએ છ માસ સુધી તેને ધી પાઇને જીવતો રાખ્યો. તે પછી દરવાજાની એક કમાન કોઇથી બેસતી નહોતી, તે બેસાડવા માટે તેને બહાર કાઢવાની જરૂર પડી. તેણે કમાન બેસાડવાની યુક્તિ બતાવી, પણ બહારનો પવન લાગવાથી તે મરણ પામ્યો. તેને ચણ્યો હતો તે દરવાજાની ભાગોળ હજી સુધી હીરા ભાગોળના નામથી ઓળખાય છે.

વિસળદેવના વખતમાં લગભગ આખા ગુજરાત પર વાઘેલા વંશના રાજાઓની સત્તા હતી. તેની પછી બે રાજા ગાદીએ બેઠા હતા, પરંતુ તેઓના વખતમાં કાંઇ જાણવા લાયક બનાવ બન્યો નહોતો. ત્યારપછી કરણદેવ નામે રાજા ગાદીએ બેઠો.

## ૨૦. કરણુ ઘેલો



કરણુદેવ ઉતાવળીઓ, હઠીલો અને અવિચારી સ્વભાવનો હતો, તેથી તે કરણ ઘેલો પણ કહેવાતો. તે ગુજરાતનો છેલ્લો રજપુત રાજા હતો.

કરણુ ઘેલાને માધવ અને કેશવ નામે બે ભાઇઓ પ્રધાન હતા. તેમાં માધવની સ્ત્રી રૂપસુંદરી બહુ રૂપાળી હતી. કરણુ રાજા તેના રૂપથી મોહિત થયો અને તેણે તેને પટરાણી બનાવવાનો વિચાર કર્યો. એક દિવસે તેણે માધવને ઘોડા લેવાના બહાને કચ્છમાં મોકલ્યો. માધવની ગેરહાજરીમાં કરણે તેની સ્ત્રીને પકડી મંગાવી. એ વખતે કેશવે રૂપસુંદરીને બચાવવા બહુ બહાદુરી કરી પણ તે માર્યો ગયો.

થોડા વખત પછી માધવ કચ્છમાંથી પાછો આવ્યો. તેણે પોતાનું ઘર ઉજાડ થએલું જોયું અને બધા સમાચાર સાંભળ્યા. આથી માધવ બહુજ ક્રોધે ભરાયો. તે ક્રોધના આવેશમાં દિલ્હીના રાજા પાસે ગયો. તે વખતે ખિલજી વંશનો અલાઉદ્દીન પાદશાહ રાજ્ય કરતો હતો. માધવે તેને કહ્યું કે ગુજરાત બહુ ધનવાન મુલક છે, અને તમોને ઘણી લુટ મળશે, વળી તેણે રસ્તો બતાવવાનું પણ તેને વચન આપ્યું. ગુજરાતની આબાદીથી લલચાઈ પાદશાહે પોતાના ભાઇ અલફખાન અને વડા વજીર નસરતખાનને મોટું લશ્કર આપી માધવની સાથે ગુજરાત પર મોકલ્યા. મુસલમાન લશ્કર દેશ લુટતું લુટતું ગુજરાતમાં ફરી વળ્યું. કરણુ રાજા એશઆરામમાં વખત ગુજારતો હતો, તેથી તેણે કાંઈ પણ તૈયારી કરી નહોતી. માધવે કપટથી શહેરના દરવાજા ઉઘડાવી નંખાવ્યા. મુસલમાનો શહેરમાં પેઠા. ત્યાં જબરી લડાઇ થઈ, અને કરણુ પોતાની દીકરી દેવળદેવીને લઇને શહેરમાંથી નાસી ગયો. આ બનાવ ઇ. સ. ૧૨૯૭માં બન્યો. આથી ગુજરાતના રજપુત

રાજાઓનો અંત આવ્યો, અને ગુજરાત મુસલમાનોના હાથમાં ગયું. કરણની રાણી કૌળાદેવી કેદ પકડાઇ. તેને મુસલમાનો દિલ્હી લઈ ગયા. ત્યાં તે પાદશાહની બેગમ બની.

કરણ દક્ષિણમાં બાગલાણના કિલ્લામાં દેવળદેવી સાથે દેવગિરિના રાજા રામદેવના આશ્રયે જઇ રહ્યો. થોડાં વર્ષ પછી પાદશાહનો કાફુર નામે સરદાર દક્ષિણમાં ચઢાઇ કરવા નીકળ્યો. ત્યારે કૌળાદેવીએ કહ્યું કે મારી દીકરી દેવળદેવી કરણની સાથે છે તેને લેતા આવજો. કાફુર ઇ. સ. ૧૩૦૩ માં ફરીથી ગુજરાતમાં આવ્યો. મુસલમાન લશ્કર દેવળદેવીને શોધતું શોધતું દેવગિરિ તરફ આવ્યું. દેવગિરિના સરદારો દેવળદેવીને લઇને જતા હતા, કારણ કે તેને રામદેવના દીકરા શંકરદેવ સાથે પરણાવવાની હતી. રસ્તામાં કાફુરે દેવળદેવીને પકડી પાડી. તેને બચાવવા ઘણા જણ બહાદુરીથી લડ્યા પણ માર્યા ગયા. કાફુર દેવળદેવીને દિલ્હી લઈ ગયો. ત્યાં તેને પાદશાહના શાહજાદા ખીજરખાન સાથે પરણાવી હતી.

તે પછી કરણ દક્ષિણનાં જંગલોમાં રખડીરઝળીને બહુ દુઃખ પામી મરણ પામ્યો. આ પ્રમાણે ગુજરાતના છેલ્લા રજપુત રાજાનો અંત આવ્યો. કરણ પોતાની પ્રજા પ્રત્યેની ફરજ ભૂલ્યો. જો તેણે માધવની સ્ત્રીને માટે આવી ભયંકર અનીતિ ન કરી હોત તો તેને આવાં દુઃખ ભોગવવાં પડત નહિ. તે નીતિનો રસ્તો ચુક્યો તેથી તેને પણ રાજપાટ, રાણી, કુંવરી અને પોતાનું બધું ખોવું પડયું. આમ તેને તેના પાપ અને અવિચારી કામનું બુરૂં ફળ મળ્યું. માધવે પણ સારૂં કર્યું નહિ. ગમે તેવા સંકટમાં પણ તેણે પોતાના રાજાની સામે પારકા રાજાને તેડવો જોઇતો નહોતો. તેના એ દેશદ્રોહી કામથી ગુજરાતની પ્રજા બહુ દુઃખ પામી અને દેશ વેરણછેરણ થઇ ગયો.

અલ્લાઉદ્દીન પાદશાહે ગુજરાત ખાલસા કર્યો, અને પાટણમાં પોતાનો સુબો નીમ્યો. અહીં ગુજરાતનો પ્રાચીન ઇતિહાસ પુરો થાય છે.

## ૨૧. ગુજરાતના પ્રાચીન ઇતિહાસનું પુનરાવર્તન.



ગુજરાતનો ઇતિહાસ ચાવડા વંશના રાજાઓથીજ ખરી રીતે ગણી શકાય. તેઓના રાજ્યની શરૂઆતમાં દેશ જંગલી હતો, પરંતુ તેઓએ ગુજરાતના બળવાન રાજ્યનો પાયો નાખ્યો, તથા દેશને આબાદ અને લોકોને સુખી કરવાના ઉપાય કર્યા હતા.

સોલંકી વંશના રાજાઓએ ઘણો પ્રદેશ જીતી ગુજરાતનું ગૌરવ વધાર્યું. તેઓમાં સૌથી પ્રતાપી રાજા સિદ્ધરાજ થયો. તે ગુજરાતનો ખરેખરો સ્વામી હતો. સોલંકી રાજાઓએ પ્રજાના સુખ માટે કુવા, વાવ, તળાવ, વગેરે બંધાવી પ્રજાનો પ્રેમ મેળવ્યો હતો.

સોલંકી વંશનો છેલ્લો રાજા અવિચારી નીકળ્યો. તેણે બીજા રજપુત રાજાઓ સાથે વિગ્રહ કરી કુસંપ વધાર્યો. તેનું પરિણામ એ થયું કે શાહબુદ્દીન ઘોરી રજપુતો પર ફાવી ગયો. તેણે ભીમદેવને પણ હરાવ્યો, દેશને પાયમાલ કર્યો અને એમ ગુજરાતના રાજાની હાલત બગડી ગઇ.

સોલંકી રાજાઓની પડતીનો લાભ લઇ વિસળદેવે ત્રિભુવનપાળ પાસેથી રાજ્ય જીતી લઇ વાઘેલા વંશનું રાજ્ય શરૂ કર્યું. તેઓનો છેલ્લો રાજા કરણઘેલો રાજા તરીકેની પ્રજા પ્રત્યેની ફરજ ભુલ્યો, તેથી ઇ. સ. ૧૨૯૭માં ગુજરાતના રજપુત રાજ્યનો અંત આવ્યો, અને દેશમાં મુસલમાનોની સત્તા સ્થપાઇ.

ગુજરાતના ઇતિહાસના પ્રાચીન જમાનામાં રાજા અને પ્રજા વચ્ચે સારો અને સીધો સંબંધ હતો. પ્રજા રાજાને મહોડેમહોડ ફરીઆદ કરી શકતી હતી. વિદ્વાનોને સારો આશ્રય અપાતો હતો. તેમને ગ્રાસ બાંધી આપવામાં આવતા હતા. મૂળરાજ સોલંકીના વખતમાં બ્રાહ્મણોને સિદ્ધપુર અને સિહોર દાનમાં આપવામાં આવ્યાં હતાં.

રાજાઓ યોગ્ય રાણીઓ પસંદ કરી પરણતા હતા. રાણીઓને હાલના કરતાં વધારે છુટ હતી. તેઓ બુદ્ધિ અને ચતુરાઈના કામમાં રાજાઓને મદદ કરતી, અને ધર્મ તથા દયાનાં કામ પણ કરાવતી હતી.

રાજાને જમીનની ઉપજનો ભાગ મળતો હતો. ગામના અધિકારીઓ ખેડુતો પાસેથી ભાગ ઉઘરાવતા, અને તેમની પાસેથી રાજ્યના કારભારીઓ ઉઘરાવી લેતા હતા. દુકાળના વખતે રાજાને જમીનની ઉપજનો ભાગ મળતો નહોતો.

જમીન ફળદ્રુપ હોવાથી તેમાં જુદા જુદા પ્રકારના પાક થતા હતા. વેપાર પણ સારી રીતે ચાલતો હતો. ઇ. સ. દસમી સદીમાં ખંભાત મોટું વેપારી બંદર હતું. તે જમાનામાં લુટારાઓનો ત્રાસ હતો, તો પણ ખંભાતનો વેપાર આબાદ ચાલતો હતો.

પત્થર પર કોતરાવેલા લેખો પરથી જણાય છે કે લોકો નીતિમાં સારા હતા. ધર્મની છુટ હતી. માત્ર અજયપાળ રાજાના વખતમાં જૈન ધર્મ પર જુલમ થયો હતો. ધર્મના ગુરુઓ વચ્ચે સંવાદ થતા હતા, અને સત્ય ધર્મને ઉત્તેજન મળતું હતું. ગુપ્ત રાજાઓ વિષ્ણુ-ભક્ત હતા. વલભી રાજાઓ શિવધર્મી હતા, પણ શિલાદિત્યે બૌદ્ધ ધર્મ સ્વીકાર્યો હતો. અણહીલપુરના રાજ્યના જમાનામાં જૈન અને શૈવ બંને ધર્મને રાજાઓ તરફથી આશ્રય મળ્યા કરતો હતો.

એ જમાનામાં નાતો ઝાઝી નહોતી. માત્ર ચાર વર્ણો હતી. કરણ ઘેલાના વખતમાં ગુજરાતની પાયમાલી થયા પછી જુદી જુદી નાતો થવા લાગી હતી.

ગુજરાતના રજપુત રાજાઓ જો નીતિને અંત સુધી વળગી રહી કુસંપથી અરસપરસ લડયા ન હોત, તો તેઓના રાજ્યનો અંત વહેલો આવત નહિ. કરણઘેલો નીતિનો રસ્તો ભૂલ્યો, અને પરિણામે રજપુત રાજ્યનો અંત આવી ગયો.

# ભાગ ૨ જો.

# ગુજરાતનો અર્વાચીન ઈતિહાસ.

## ગુજરાતમાં મુસલમાનોનું રાજ્ય.

## ગુજરાતના સ્વતંત્ર સુલતાનો.

### ૨૨. મુજફ્ફરશાહ પહેલો.

કરણઘેલા જેવા નબળા અને ખરાબ ચાલના રાજાથી તથા માધવ જેવા દેશદ્રોહી પ્રધાનથી ગુજરાતના રજપુત રાજ્યનો અંત આવ્યો એ વાત તમે વાંચી ગયા છો. મુસલમાનોના એ શરૂઆતના જમાનામાં ગુજરાતની પ્રજા દુઃખી હતી. જુનું રાજ્ય નાશ પામ્યું હતું અને મુસલમાનોનું નવું રાજ્ય બળવાન થયું નહોતું, તેથી દેશમાં બહુ અંધેર ચાલતું હતું. દિલ્હીના પાદશાહો ગુજરાતનો કારભાર કરવા પોતાના સુબાઓ મોકલતા હતા. ગરાસીઆ તથા નાના ઠાકોરો તેઓની સામે થતા હતા. આમ ગુજરાતમાં બળવા થતા હતા, તેથી પ્રજાને અશાંતિ રહેતી. આવું અંધેર લગભગ સો વર્ષ સુધી ચાલ્યું. એવામાં દિલ્હીના પાદશાહો નબળા બન્યા અને તેઓમાં માંહોમાંહે કુસંપ અને ટંટાઓ થવા લાગ્યા. આવી હાલતમાં પાદશાહો તરફથી ગુજરાતમાં જે સુબાઓ આવતા હતા તેઓએ પાદશાહથી સ્વતંત્ર થવા માટે પ્રયત્ન કરવા માંડ્યા.

પાદશાહ તરફથી જફ્ફરખાન નામે એક સુબો ઈ. સ. ૧૩૯૧માં

ગુજરાતમાં આવ્યો. તેણે સ્વતંત્ર થવાનો વિચાર કર્યો. તેણે થોડાં વર્ષો સુધી પાદશાહનું ઉપરીપણું કબુલ રાખ્યું અને ગુજરાતનો કારભાર ચલાવ્યો. એવામાં દિલ્હીના નબળા પાદશાહ પર તૈમુર નામે એક પરદેશી રાજા ચઢી આવ્યો. તેણે પાદશાહને હરાવ્યો. આ લાગ જોઈ જફરખાને પોતાના પુત્ર તાતારખાનને મહંમદશાહ નામ આપી ગુજરાતનો સ્વતંત્ર પાદશાહ જાહેર કર્યો.

મહંમદશાહ પહેલાએ અશાવળમાં રાજધાની રાખી. તેણે નાંદોદના રાજાને હરાવી દિલ્હી પર ચઢાઇ કરી; પરંતુ તેના બાપના કોઇ મળતીઆએ તેને પાટણમાં ઝેર આપી મારી નાખ્યો.

મહંમદશાહ પહેલાના મરણ પછી અમીરઉમરાવોની વિનંતીથી જફરખાન પોતે મુજફ્ફરશાહ નામ ધારણ કરી ગાદીએ બેઠો. તે પછી તેણે પોતાના પુત્રના પુત્ર અહમદને લશ્કર આપી માળવા પર ચઢાઇ કરવા મોકલ્યો. અહમદે માળવાનો કિલ્લો જીતી પોતાના મિત્રને ગાદીએ બેસાડયો. પછી તે પાટણ પાછો આવ્યો.

હવે મુજફ્ફરશાહે પોતાના એક સરદારને કચ્છમાં આવેલો કંથકોટનો પ્રાચીન કિલ્લો જીતવા મોકલ્યો, પણ તેનાથી તે કિલ્લો જીતાયો નહિ.

મુજફ્ફરશાહના જમાનામાં અશાવળના કોળી લોકો રસ્તાઓ પર લોકોને લૂટી લઇ હેરાન કરતા હતા. તેઓને વશ કરવા માટે મુજફ્ફરશાહે પોતાના પૌત્ર અહમદને મોકલ્યો. તેણે પાટણની બહાર જઇ એક છાવણી કરી. અહીં તેણે વિદ્વાન માણસોને બોલાવી પૂછ્યું કે કોઈ માણસ કોઈ બીજાના બાપને વગર કારણે મારી નાખે તો મરનારના છોકરાએ બાપનું વેર લેવું કે નહિ ? તેઓએ અહમદને કહ્યું કે વેર લેવું એ ધર્મશાસ્ત્રની વિરૂદ્ધ નથી. ડાહ્યા માણસોનો એ મત અહમદે લખાવી લઇ પોતાની પાસે રાખ્યો. બીજા દિવસે તે ઉતાવળથી શહેરમાં આવ્યો. તેણે મુજફ્ફરશાહને કેદ કર્યો અને તેની આગળ

ઝેરનો પ્યાલો પીવા ધર્યો. આ જોઈ મુજફ્ફરશાહ બોલ્યો, " દીકરા, આટલી બધી ઉતાવળ શા માટે કરે છે ! આખરે રાજ્ય તો તારૂંજ હતું. " આવા દયાજનક શબ્દોથી પણ અહમદને કાંઈ અસર થઇ નહિ! આખરે મુજફ્ફરશાહે તેને શિખામણ આપી કે જેઓએ તને આવી ખરાબ સલાહ આપી હોય તેઓને મારી નાખજે. કદી પણ દારૂ પીશ નહિ, અને નીતિથી ચાલજે. તે પછી મુજફ્ફરશાહ ઝેર પી મરણ પામ્યો. આ મહા પાપી કામથી અહમદશાહ બહુજ પસ્તાયો, એટલે સુધી કે તે પછી તે જિંદગી સુધી કદી પણ હસ્યો નહિ.

## ૨૩ અહમદશાહ ૧ લો.

અહમદશાહ ૨૧ વર્ષની જુવાન વયે ગાદીએ બેઠો. થોડા વખત પછી તેનો પિત્રાઈ ભાઇ વડોદરાનો હાકેમ હતો તેણે બળવો કર્યો. તેની સાથે સુરતનો હાકેમ ભળ્યો હતો. થોડા વખત પછી બળવાખોરો માંહોમાંહે લડયા, તેથી તેઓ ભરૂચ આગળ અહમદશાહને શરણે આવ્યા. સુલતાને તેઓને માફી આપી.

તે પછી અશાવળનો આશો ભીલ લૂટફાટ કરી પ્રજાને હેરાન કરતો હતો. તેને અહમદશાહે હરાવ્યો અને તેનો ત્રાસ દૂર કર્યો. એક વખતે સુલતાન સાબરમતીના કિનારે શિકાર રમવા નીકળ્યો હતો. તે વખતે એક સસલું તેના શિકારી કુતરાની પાછળ પડ્યું. આથી સુલતાનને નવાઈ લાગી. તેણે વિચાર્યું કે આ સ્થળે સસલાં આવાં બળવાન અને હિંમતવાન થઈ શકે છે તો માણસો કેવાં બળવાન થઇ શકે! આવા વિચારે તેણે સાબરમતીના કિનારે એક શહેર વસાવી તેને પોતાના નામ પરથી અહમદાબાદ નામ આપ્યું. તે શહેર આજે અમદાવાદ નામે ઓળખાય છે. હજી પણ અમદાવાદ શહેર

વસાવવા સંબંધી કહેવાય છે કે "જબ કુત્તે પર સસ્સા આયા તબ બાદશાહને શહેર બસાયા."

ઈ. સ. ૧૪૧૩-૧૪માં અમદાવાદ શહેર વસાવ્યા પછી અહમદશાહે પાટણથી રાજગાદી બદલી અમદાવાદ શહેરમાં કરી. તેણે અમદાવાદને ફરતો કોટ ચણાવવા માંડયો. તે અરસામાં હાલ જ્યાં માણેકચોક છે, ત્યાં માણેકનાથ નામે એક સાધુ રહેતો હતો. તે પાછળથી સાબરમતીના કિનારે રહેવા ગયો. કોટની ભીંત તેના રહેઠાણ આગળજ આવતી હતી. તેણે સુલતાનને કોટ ચણાવવાનું કામ બંધ રાખવા કહેવરાવ્યું. સુલતાને તે વાત ગણકારી નહિ અને કોટ ચણવાનું કામ ચાલુ રાખ્યું. લોકો કહે છે કે માણેકનાથ આખો દિવસ ખજુરીની ચીપોની સાદડી ગુંથતો અને સાંજ પડે ઉકેલી નાખતો. આથી આખો દિવસ ચણાવેલો કોટ સાંજે પડી જતો. આથી સુલતાન માણેકનાથની પાસે ગયો અને તેને કહ્યું કે, જો તમારી મરજી નહિ હોય તો હું કોટ ચણાવીશ નહિ, પણ મને કાંઈ ઇલમ બતાવો. આથી માણેકનાથ ઝારીમાં પેસી નાળચા વાટે બહાર નીકળવા લાગ્યો, એટલામાં સુલતાને નાળચાનું મોં બંધ કરી દીધું. સાધુએ તેને છોડી દેવા કહ્યું પણ તેણે માન્યું નહિ. છેવટે માણેકનાથે જીવવાની આશા તજી દીધી. તેણે સુલતાનને વિનંતી કરી કે મારાં બે સ્થાનક તારા નવા શહેરમાં રહેવા દેજે. સુલતાને તેને તેમ કરવા વચન આપ્યું. પછી માણેકનાથ મરણ પામ્યો. સુલતાને પોતાના વચન પ્રમાણે તે બંને સ્થાનકો રહેવા દીધાં છે.

અહમદશાહ અમદાવાદ વસાવવાના કામમાં રોકાયો હતો. તેનો લાભ લઇ તેના પિત્રાઇ ભાઇ મોઇદ્દુદીને પોતાના દીકરા મસ્તીખાન અને ઇડરના રાવને પક્ષમાં લઈ ફરીથી બળવો કર્યો. ઇડરનો રાવ હાર્યો અને સુલતાને મોડાસાનો કિલ્લો જીતી લીધો. ઇડરનો રાજા પાછળથી યુક્તિથી અહમદશાહને મળી ગયો, પણ મોઇદ્દુદીન માર્યો ગયો હતો.

વળી કેટલાક સરદારોએ એકઠા મળી બળવો કરવાનો વિચાર કર્યો. તેઓએ માળવાના સુલતાન હુસંગને ગુજરાત પર સવારી કરવા ઉશ્કેર્યો. અહમદશાહે તે બળવો બેસાડી દીધો, અને માળવા પર સવારી કરી તે લૂટી લીધું. આ ઉપરાંત સુલતાને જુનાગઢ પર ચઢાઇ કરી ત્યાંના રાજાને હરાવ્યો; વળી સિદ્ધપુરના હિંદુ રાજાને હરાવી ત્યાં દહેરાને ઠેકાણે મસીદ ચણાવી. અહમદશાહે મુસલમાની ધર્મ ફેલાવવા માટે મહેનત કરી હતી. ચાંપાનેર, નાંદોદ, અને ઝાલાવાડના રાજાઓને પણ તેણે તાબે કર્યા હતા. વળી દક્ષિણમાં મુંબઇ, માહિમ, અને કોંકણ સુધીનો પ્રદેશ તેણે જીતી લીધો હતો. માહિમના રાજાએ પોતાની દીકરી તેને પરણાવી હતી.

અહમદશાહે રાજ્યમાં સારો બંદોબસ્ત કર્યો, અને અમદાવાદમાં ભદ્ર નામે કિલ્લો, મહેલ અને સુંદર મકાનો ચણાવ્યાં. શહેરના લોકોને પાણી પુરૂં પાડવા હાથમતીનો પ્રવાહ બદલ્યો. વળી તેણે માણેકચોકમાં જુમામસીદ ચણાવી. તેના વખતમાં અમદાવાદ શહેર આબાદ થયું હતું. માળવાના સુલતાનો સાથે વારેવારે લડાઇ થતી હતી, તેથી સુલતાને માળવાની સરહદ પર અંકુશ રાખવા માટે હાથમતીના કાંઠે અહમદનગરનો કિલ્લો ચણાવ્યો. તે શહેર હાલ **અમનગર** નામે ઓળખાય છે.

અહમદશાહ બહુ ન્યાયી સુલતાન હતો. એક વખતે તેના જમાઇએ એક માણસનું ખૂન કર્યું. અહમદશાહે તેને સગો હોવા છતાં પકડાવી કાજી પાસે મોકલ્યો. કાજીએ ખૂની પાસેથી ૪૦ ઉંટ મરનારના વારસને અપાવી તેને છોડી મૂક્યો. સુલતાનને તે વાત પસંદ પડી નહિ. તેણે કહ્યું કે "જેવો ગુનો તેવીજ સજા થવી જોઇએ." એમ કહી પોતાના જમાઇને ફાંસીની સજા કરી.

એક વખતે સુલતાન નદી કાંઠે પોતાના ઝરૂખામાં બેઠો હતો, એવામાં નદીમાં એક કોડી તેની નજરે પડી. સુલતાને તે કોડી બહાર

કઢાવી તપાસી, તો તેમાં એક મુડદું દેખાયું. સુલતાને શહેરના કુંભારોને બોલાવી કોઠી બનાવનારને શોધી કાઢયો. તપાસ કરતાં કુંભારે કહ્યું કે મેં એ કોઠી પાસેના ગામના મુખીને વેચાતી આપી હતી. સુલતાને તે મુખીને બોલાવી તપાસ કરી, તો તેને જણાયું કે તેણે એક વાણીઆને મારી કોઠીમાં ઘાલી નદીમાં નાખી દીધો હતો. આથી અહમદશાહે તે મુખીને ફાંસીએ લટકાવી મારી નાખ્યો. તેનો ન્યાય આવો અદલ હતો તેથી ગુનેહગારો ડરવા લાગ્યા. આમ ગુનાહ ઓછા થવા લાગ્યા, અને પ્રજા સુખી જીવન ગાળવા લાગી.

છેવટે આવો ધૈર્યવાન, અને ન્યાય આપવામાં ચતુર સુલતાન જુવાનીમાં કરેલો ગુનો દયાળુ પ્રભુ માફ કરશે એવી આશામાં ઇ. સ. ૧૪૪૧માં મરણ પામ્યો. તેને માણેકચોકમાં બાદશાહના હજીરામાં દાટવામાં આવ્યો છે. હજી પણ તેના માનમાં અમદાવાદમાં દર શુક્રવારે ગુજરી ભરાય છે.

અહમદશાહના મરણ વખતે તેની સત્તા. ઉત્તરે રજપુતાનાથી દક્ષિણે મુંબઇની થડમાં માહીમ સુધી, અને પશ્ચિમે જુનાગઢથી પૂર્વે માળવાની સરહદ સુધી ફેલાઈ હતી.

## ૨૪. કુતુબશાહ.

અહમદશાહના મરણ પછી તેનો કુંવર મહંમદશાહ બીજો ગુજરાતનો સુલતાન થયો. તે એશઆરામી અને ઘણો ઉદાર હતો. તેણે સરખેજમાં ( અમદાવાદની પાસે) અહમદ ગંજબક્ષની કબર પર એક સુંદર રોજો ચણાવ્યો હતો. તેણે કાજકાજમાં ધ્યાન આપ્યું નહિ.

મહંમદશાહ બીજાએ ઇડર, ડુંગરપુર, સિંધ, ઠઠ્ઠા, અને ચાંપાનેર

પર ચઢાઇઓ કરી તે જીત્યાં હતાં; પરંતુ તેની નબળાઇને લીધે તેના એક સરદારે તેને મારી નાખ્યો. મહંમદશાહ ઇડરના રાવની કુંવરી સાથે પરણ્યો હતો. તેનાથી તેને એક પુત્ર થયો હતો, તે પાછળથી મહમદ બેગડાના નામે પ્રખ્યાત થયો હતો.

મહંમદશાહના મરણ પછી શાહજાદો કુતુબશાહ ગુજરાતનો સુલતાન થયો. તેના વખતમાં માળવાના સુલતાને ગુજરાત પર ચઢાઇ કરી. તે વડોદરા લૂટી નડીઆદમાં આવ્યો. નડીઆદના બ્રાહ્મણોએ એક ગાંડા હાથીને મારી નાખ્યો, તેથી નવાઇ પામી માળવાનો સુલતાન પાછો ફર્યો. કુતુબશાહે તેને કપડવંજ આગળ હરાવી નસાડી મૂક્યો હતો.

કપડવંજથી પાછા આવી કુતુબશાહે અમદાવાદની દક્ષિણે લગભગ એક માઇલ દૂર હૌઝીકુતુબ કે કાંકરીઉં નામનું તળાવ ઇ. સ. ૧૪૫૪માં બંધાવ્યું હતું. તેને આજ લગભગ ૫૦૦ વર્ષ થયાં તોપણ તે હજી સારી હાલતમાં છે. તેમાં જરૂર પડે પાણી લેવા માટે ખારી નદીમાંથી એક નહેર ખોદવામાં આવેલી છે.

આ પછી માળવાના સુલતાને કુતુબશાહ સાથે એવી સલાહ કરી કે આપણે બંને ભેગા મળી હિંદુઓનો મુલક જીતવો પણ કોઇએ મુસલમાનોનો મુલક લુટવો નહિ. પછી કુતુબશાહે નાગોર (અજમેર) અને ચિતોડ પર સવારીઓ કરી હતી. એ અરસામાં કુંભો નામે રાણો ચિતોડમાં રાજ્ય કરતો હતો. તે બહુ બળવાન હતો. તેણે પોતાના રાજયમાં ૮૪ મજબુત કિલ્લા ચણાવ્યા હતા. કુતુબશાહે ચિતોડ પર ત્રણ ચઢાઇ કરી હતી. ત્રીજી વખતે રસ્તે જતાં તેણે આબુનો કિલ્લો જીતી લીધો હતો, અને તે શીરોહીના રાજાને સોંપ્યો હતો. કુંભો રાણો હારીને રાજધાનીમાં ભરાયો હતો; વળી તેણે ખંડણી ભરવાની પણ કબુલાત આપી હતી; તેથી કુતુબશાહ ગુજરાત તરફ પાછો ફર્યો હતો.

આખરે દારૂના બુરા વ્યસનને લીધે તે તદ્દન નબળો પડી ગયો હતો. તે પાણીદાર તરવાર અને ખંજરથી ગુનેહગારને શિક્ષા કરતો હતો. તે ભાગ્યેજ કોઇને માફી આપતો હતો. તે લડાઇટંટા, તોફાન, અને દારૂના પ્યાલામાં ૭ વર્ષ અને ૭ માસનો વખત ગુજારી ઇ. સ. ૧૪૫૯માં મરણ પામ્યો.

---

## ૨૫. મહંમૂદ બેગડો.

કુતુબશાહને પુત્ર નહોતો તેથી તેની પછી તેનો કાકો દાઉદશાહ ગાદીએ બેઠો હતો; પરંતુ તે નાદુરસ્ત તબીઅતનો હોવાથી અમીરોએ તેને ગાદી પરથી ઉઠાડી મૂક્યો. તેઓએ કુતુબશાહના ઓરમાન ભાઇ મહંમૂદશાહ ત્રીજાને સુલતાન બનાવ્યો. આ મહંમૂદશાહે પોતાના વખતમાં જુનાગઢ તથા પાવાગઢ એમ બે ગઢ જીત્યા હતા તેથી તે મહંમૂદ બેગડો નામે પ્રખ્યાત થયો છે.

મહંમૂદ બેગડાને રાજ્ય ન મળે એવી કુતુબશાહની ઇચ્છા હતી. તેથી કુતુબશાહ તેને મારી નાખવા શોધતો હતો. મહંમૂદને તેની મા સંતાડી રાખતી હતી તેથી તે કુતુબશાહના હાથમાં આવ્યો નહોતો. મહંમૂદ ૧૩–૧૪ વર્ષની ઉમ્મરે ગાદીએ બેઠયો હતો; તો પણ તેણે પોતાની બહાદુરી અને હોશિયારીથી પોતાની સત્તા સારી રીતે શરૂઆતથી જ જમાવી હતી. શરૂઆતમાં કેટલાક બળવાખોરોએ તેની સામે બળવો કર્યો. મહંમૂદ પોતે હાથી પર બેસી ૫૦૦–૬૦૦ હાથીઓ લઇ તેઓની સામા ગયો. તેની બહાદુરી જોઇ કેટલાક સરદારો નાસી ગયા. કેટલાક તેને શરણે આવ્યા, અને કેટલાકને મહંમૂદે મારી નાખ્યા. મહંમૂદ બહુ બળવાન હતો. તેની ખોરાક પચાવવાની શક્તિ બહુ સારી હતી. તેને ઘણો ખોરાક જોયતો હતો. તે એક ટંકે પાંચ શેર

ખીચડી ખાઈ જતો. રાત્રે પણ તેને ખાવા માટે તેની પથારી પાસે ખોરાક તૈયાર રાખવામાં આવતો હતો. દરરોજ તેને એક મણ ખોરાક જોયતો હતો.

માળવાના સુલતાન મહંમદ ખિલજીએ દખ્ખણના બાહ્મણી સુલતાન પર બે વાર સવારી કરી હતી. આથી દખ્ખણના સુલતાને મહંમૂદ બેગડાની મદદ માગી હતી. તેને બેગડો મદદ કરવા નીકળ્યો હતો. આથી માળવાનો સુલતાન પાછો વળ્યો. મહંમૂદ બેગડાએ તેને લખી જણાવ્યું કે જો હવે તમે દખ્ખણ પર ચઢાઈ કરશો તો હું તમારા માંડુ કિલ્લા પર ચઢાઈ કરીશ.

હવે બેગડાએ ઇ. સ. ૧૪૬૭ માં જુનાગઢ પર ચઢાઈ કરી ત્યાંના માંડળિક રાજાને હરાવી તાબે કર્યો. ઈ. સ. ૧૪૭૨ માં તેણે ફરીથી જુનાગઢ પર ચઢાઇ કરી. જુનાગઢનો રાજા હાર્યો. મહંમૂદે તેને મુસલમાની ધર્મ સ્વીકારવા કહ્યું, આથી રાજા ગીરનારના કિલ્લામાં ભરાયો. બેગડાએ બે વર્ષ સુધી કિલ્લો ઘેર્યો, પછી ખોરાક ખૂટવાથી રાજા, મહંમૂદ બેગડાને તાબે થઈ મુસલમાન થયો. સુલતાને સોરઠ ખાલસા કર્યું, તથા ગીરનારની પાસે મુસ્તફાબાદ વસાવી ત્યાં રાજધાની કરી. અહીં તેણે સૈયદોને લાવી વસાવ્યા; અને કારભાર કરવા એક સુબો નીમ્યો. મહંમૂદે જુનાગઢના રાજાને જાગીર આપી હતી.

આ પછી સુલતાને કચ્છના રાજા તથા રજપુતોને હરાવ્યા હતા. એવામાં એક મુલ્લાં હિન્દમાં મુસાફરી કરતો કરતો ઉત્તરમાં જતો હતો. તેને દ્વારકાના ચાંચીઆ લોકોએ લૂટી લીધો. મુલ્લાંએ એ વિષે સુલતાનને અરજ કરી. આથી મહંમૂદે દ્વારકાં પર ચઢાઇ કરી ચાંચીઆોને હરાવી તેમની કતલ કરી; આમ તેણે દ્વારકાં પહેલી જ વાર જીતી ત્યાં મસીદ ચણાવી.

આ અરસામાં વાત્રક નદી પાસે કેટલાક લુટારા ત્રાસ વર્તાવતા

હતા. તેઓને વશ કરવાનું કામ મુશ્કેલ હતું. આથી મહંમૂદ બેગ-ડાએ વાત્રક નદીના કાંઠે રમણીય જગા પર એક શહેર વસાવી તેને મહેમદાવાદ નામ આપ્યું. આથી લુટારાનો ત્રાસ મટ્યો. મહેમદાવાદમાં સુલતાને ભમરીઓ કુવો ખોદાવી વાત્રકના કાંઠા પર ચાંદાસુરજનો મહેલ ચણાવ્યો હતો. કુવો હજી પણ હયાત છે, અને મહેલનાં ખંડેરો પણ જોવામાં આવે છે.

તે પછી મહંમૂદે ઇ. સ. ૧૪૮૨ થી ૧૪૮૪ સુધી ચાંપાનેરના રાજા પર ચઢાઇ કરી. શહેરને દોઢ વરસ સુધી ઘેરો ઘાલ્યો. આખરે બેગડાએ ચાંપાનેર લઇ પાવાગઢ જીતી લીધો. ત્યાંનો રાજા પતાઇ રાવળ તથા બીજા રજપુતો શત્રુઓ પર તૂટી પડ્યા, પરંતુ તેઓ માર્યા ગયા. રાવળ તથા તેનો દિવાન કેદ પકડાયા. સુલતાને તેમને મુસલમાન થવાને કહ્યું, પણ તેઓએ તેમ કરવા ના પાડી તેથી તેઓને મારી નાખવામાં આવ્યા.

સુલતાને ઈ. સ. ૧૫૦૭ માં પોર્ટુગલ દેશના રહેવાસી ફીરંગી લોકોને પણ હરાવ્યા હતા, કારણ કે તેઓ ગુજરાતનાં બંદરો જીતી ત્યાં વસવાનો ઇરાદો રાખતા હતા. આથી સુલતાને તેઓને નસાડી મૂકયા હતા.

પાવાગઢ જીત્યા પછી મહંમૂદ બેગડાએ ચાંપાનેરની ચોમેર કોટ ચણાવ્યો. તેણે ચાંપાનેરને મહંમૂદાબાદ નામ આપી ત્યાં રાજધાની કરી. તેના જમાનામાં ચાપાનેર આબાદ શહેર બન્યું હતું. બેગડાને નકશીકામનો અને ફુલઝાડનો બહુ શોખ હતો. તેણે સરખેજમાં મકરબાનો તથા બીજે રોજે તથા મહેલો વગેરે મકાન ચણાવ્યાં હતાં. બેગડાનો દાઠ બહુ ભારે હતો. તેના વખતમાં પરદેશી કારીગરો અમદાવાદમાં આવીને વસતા હતા.

બેગડાએ પોતાના રાજ્યમાં બહુ સુધારા કર્યા હતા, તેથી ગુજ-

રાત આબાદ બન્યો હતો. રૈયત બહુ સુખી હતી. લુટારાનો ભય ન હોતો, અને વેપાર બહુ સારી રીતે ચાલતો હતો. જમીનનું મહેસુલ પણ ઠરાવેલુંજ લેવામાં આવતું હતું. તેના વખતમાં અનાજ એટલું બધું સોંઘું હતું કે આજ સુધી એવી સોંઘવારી કદી જોવામાં આવી નથી.

મહંમૂદ બેગડો ઘણોજ પરાક્રમી, મિલનસાર, ન્યાયી અને પરોપકારી હતો. તે સિદ્ધરાજના જેવો પ્રખ્યાત થઇ ગયો છે, તેથી આજે પણ લોકો તેને યાદ કરે છે.



## ૨૬. બહાદુરશાહ.

મહંમૂદ બેગડા પછી તેનો પુત્ર મુજફ્ફરશાહ બીજો ૨૭ વર્ષની વયે સુલતાન થયો. તેણે વડોદરા પાસે દોલતાબાદ નામે ગામ વસાવ્યું હતું. તેણે ઇડરના રાવ પર સવારી કરી તેને હરાવ્યો હતો. વળી માળવામાં બખેડો થયો તેથી મુજફ્ફરશાહે માંડુ કિલ્લો જીતી લીધો હતો. તેણે ચિતોડના રાણાને વશ કરવા વિચાર કર્યો પણ એટલામાં રાણાએ તેની સાથે સલાહ કરી હતી. મુજફ્ફરશાહ બીજાને સરખેજમાં દફનાવવામાં આવ્યો છે. તે બહુ વિદ્વાન, ધાર્મિક, દારૂથી દૂર રહેનાર અને બહુ સાદો હતો. તેના પછી સિકંદરશાહ અને મહંમદશાહ થયા, પણ તેઓના વખતમાં કાંઇ જાણવાજોગ બનાવ બન્યા નથી.

હવે બહાદુરશાહ ગુજરાતનો સુલતાન થયો. તેના ભાઇએ ગાદી લેવા પ્રયત્ન કર્યો પણ તેમાં ન ફાવતાં તે મરણ પામ્યો. થોડા વખત પછી બહાદુરશાહ ખંભાત ગયો. એ અરસામાં ખંભાતનો હાકેમ ફીરંગીઓને ખંભાત આપી દેવા ખટપટ કરતો હતો, તેને તેણે કાઢી મૂકી ત્યાં બીજો સુબો નીમ્યો. ફીરંગીઓની બીકને લીધે બહાદુરશાહ

ખંભાત, દીવ, અને ગોઘામાં રહેલો હતો. તેણે ઈ. સ. ૧૫૨૭ માં ઇડર અને તેની આસપાસના મુલકમાંથી ખંડણી લીધી. બહાદુરશાહે ઈ. સ. ૧૫૨૮ માં દખ્ખણ પર સવારી કરી, પણ જીત થઇ નહિ. તેણે ત્યાં ફરીથી ચઢાઇ કરી, તેથી બાગલાણના રાજાએ તેને પોતાની કન્યા પરણાવી.

બહાદુરશાહે ઇ. સ. ૧૫૩૦ માં માળવાના સુલતાન પર ચઢાઈ કરી. તેણે માંડુનો પ્રખ્યાત કિલ્લો બહાદુરીથી જીતી લીધો. તેણે માળવાના સુલતાન તથા તેના સાત દીકરાઓને કેદ પકડયા. તેઓને તે ચાંપાનેરના કિલ્લામાં કેદ રાખવા લઇ જતો હતો, પણ રસ્તામાં પાલના રાજાએ તેમને છોડાવવા યત્ન કર્યો, પણ તે છોડાવી શક્યો નહિ. રખવાળોએ રસ્તામાંજ કેદીઓને મારી નાખ્યા. માળવાની જીતથી બહાદુરશાહની કીર્તિ ઘણી ફેલાઇ હતી.

બહાદુરશાહે માળવામાં ચોમાસું ગાળીને દક્ષિણમાં જઈ અહમદનગર અને બુરાનપુર જીતી લીધાં હતાં. તે પછી તે માળવાના રાયસેન કિલ્લાના રજપુત રાજાને વશ કરવા ગયો. ચિતોડના રાણાએ રાયસેનના રાજાને મદદ કરી, પરંતુ રજપુતો હાર્યા અને કપાઈ મુઆ. આથી રાયસેન કિલ્લો બહાદુરશાહના હાથમાં આવ્યો.

હવે બહાદરશાહે ચિતોડના રાણા પર ચઢાઇ કરી, કારણ કે તેણે રાયસેનના રાજાને મદદ કરી હતી. રાણાએ ઘણું નજરાણું આપ્યું તેથી બહાદુરશાહ ઘેરો ઉઠાવી પાછો આવ્યો.

હવે બહાદુરશાહને દિલ્હીના મોગલ પાદશાહ હુમાયુનની સાથે કજીઓ થયો; કારણ કે તેણે પાદશાહના શત્રુને આશ્રય આપ્યો હતો. પાદશાહે તેની પાસેથી પોતાના શત્રુની માગણી કરી; પરંતુ બહાદુરશાહે તેનો ઉદ્ધતાઇ ભરેલો જવાબ આપ્યો, તેથી પાદશાહ ગુસ્સે થયો.

બળવાન પાદશાહને શત્રુ થએલો જાણ્યા છતાં વગર વિચારે

બહાદુરશાહે ચિતોડ પર ફરીથી ચઢાઇ કરી. ચિતોડના રાણાની માગણીથી હુમાયુન તેને મદદ કરવા આવ્યો; પરંતુ તે પહેલાં બહાદુરશાહે રજપુતોને હરાવી પાછો ગુજરાતનો રસ્તો લીધો. હુમાયુન તેની પાછળ પડયો અને તેને મંદેસર આગળ હરાવ્યો. બહાદુરશાહ આ પહેલીજ વખત હાર્યો. તે પાંડુના કિલ્લામાં ભરાયો. હુમાયુન પાદશાહે તે કિલ્લો પણ જીતી લીધો. બહાદુરશાહ ત્યાંથી નાસી ચાંપાનેર ગયો. ચાંપાનેર પણ પાદશાહે જીત્યું, તેથી સુલતાન દીવમાં ફીરંગીઓ પાસે નાસી ગયો. આ જીતથી સોરઠ સિવાય આખો ગુજરાત દિલ્હીના પાદશાહના હાથમાં આવ્યો.

હવે મોગલ પાદશાહ દિલ્હી ગયો, તેથી ગુજરાતના અમીરોએ બહાદુરશાહને પાછો બોલાવ્યો. તેઓએ અહેમદાવાદ પાસે કનીજ આગળ મોગલોને હરાવી ગુજરાતમાંથી પાછા હાંકી કાઢયા. તે પછી બહાદુરશાહ ફીરંગીઓને વશ કરવા દીવ ગયો, પણ ત્યાં ફીરંગીઓએ તેને મારી નાખ્યો.

બહાદુરશાહના વખતમાં ગુજરાતના સુલતાનોનો અમલ સંપૂર્ણ ચઢતી કળામાં આવ્યો હતો. ઘણા રજપુત રાજકુંવરો તેની નોકરીમાં રહેવામાં પણ માન સમજતા હતા. સિંધ, માળવા, અહમદનગર અને બુરાનપુરના રાજાઓ તેના તાબામાં હતા. સુલતાન નામ પ્રમાણે ખરેખર બહાદુર હતો. તેણે પોતાની બહાદુરીથી ગુજરાતના સુલતાનોની સત્તા ઘણી વધારી હતી. તેના મરણ પછીનાં ૩૭ વર્ષમાં સુલતાનો નામના હતા અને રાજ્યની પડતી થતી હતી.



## ૨૭. મુજફ્ફરશાહ ૩ જો



બહાદુરશાહ પછી ગુજરાતમાં મહંમદશાહ બીજો નામે એક સુલતાન થયો. તેણે પોતાના પ્રધાનની સલાહથી રજપુતોની જાગીર લઇ લીધી. આથી શીરોહી, ડુંગરપુર, ઇડર, લુણાવાડા, વાંસવાડા, રાજપીપળા, દોહદ, મહીકાંઠા વગેરેના રજપુતોએ બંડ કર્યાં. સુલતાને તેઓનો નાશ કરવા પ્રયત્ન કર્યો. તેણે હિંદુઓ પર અતિશય જુલમ કરવા માંડયો. નજીવા કારણસર તેણે હિંદુઓને મારી નાખવા માંડ્યા. આથી પ્રજા બહુજ નાખુશ થઇ, અને ગુજરાતમાં અંધેર ચાલવા માંડયું. મહંમદશાહની આવી નિર્દયતાને લીધે તેના એક નોકરે તેને મારી નાખ્યો.

એ પછી અહમદશાહ બીજો નામનો એક સુલતાન થયો. તે પણ નબળો રાજ્યકર્તા હતો. તેના વખતમાં સરદારો સ્વતંત્ર થવા લાગ્યા, તેથી ગુજરાત તેઓ વચ્ચે વહેંચાઇ ગયો.

સુલતાનની નબળાઇને લીધે ગુજરાતનો કારભાર ઇતીમાદખાન નામના એક સરદારના હાથમાં આવ્યો. તેણે હલકી વર્ણમાં જન્મેલા નાથુ નામે છોકરાને ગાદીએ બેસાડયો. તે જ્યારે મોટો થયો ત્યારે મુજફ્ફરશાહ ત્રીજો એ નામે ઓળખાવા લાગ્યો.

ખરૂં જોતાં રાજ્યનો સર્વ કારભાર ઇતિમાદખાનના હાથમાં હતો, અને સુલતાન તો માત્ર નામનોજ હતો. પાછળથી ઇતિમાદખાન અમીરોને વશ રાખી શક્યો નહિ. ઘણા અમીરો તેની અદેખાઇ કરતા, અને જુદા જુદા પ્રદેશમાં સ્વતંત્ર થવા માટે મહેનત કરતા હતા. આ અરસામાં ગુજરાતની છેક પડતી હાલત થઇ. જ્યારે ઇતિમાદખાન વ્યવસ્થા જાળવી શક્યો નહિ, ત્યારે તેણે દિલ્હીના મોગલ પાદશાહને ગુજરાતનો કબજો લેવા માટે માગણી કરી.

અકબરે ગુજરાતની પડતી અને સુલતાનની નબળાઈ જોઇ ગુજરાત પર ચઢાઈ કરી. તે લશ્કર લઈ પાટણ આવ્યો, ત્યાં તેને ઇતિમાદખાન સામો મળ્યો. પછી અકબર પાદશાહે અમદાવાદ પર ચઢાઇ કરી તે સહેલાઇથી જીતી લીધું. તેણે મુજફરશાહ ત્રીજાને કેદ કર્યો. બળવાખોર સરદારોને વશ કરી અકબર પાછો દિલ્હી ગયો. તેણે ગુજરાતમાં પોતાનો સુબો મૂક્યો હતો. :અકબરની જીતથી ગુજરાત મોગલોના કબજામાં આવ્યું અને ગુજરાતના સ્વતંત્ર સુલતાનોનો અંત આવ્યો.

અકબર પાદશાહે ઇતિમાદખાનને મોટા ખિતાબો આપ્યા અને પાછળથી તેને ગુજરાતનો સુબો પણ નીમ્યો હતો. પાદશાહે મુજફરશાહને સારી જાગીર આપી હતી, પણ તે તાબેદારીથી કંટાળી ગુજરાત ભણી નાઠો. તેણે પોતાના જુના સંબંધીઓ અને દોસ્તોની મદદ મેળવી, અને ઇતિમાદખાનને હરાવી અમદાવાદ જીતી લીધું. તેવામાં અકબરે ખાનખાનાન નામે સુબો મોકલ્યો. તેણે મુજફ્ફરશાહને સરખેજ આગળ હરાવી ત્યાં પોતાની યાદગીરીમાં ફતેહબાગ નામે મહેલ અને બાગ બનાવ્યાં.

મોગલ સુબાએ મુજફ્ફરશાહનો કેડો લઇ તેને વડોદરા આગળ હરાવ્યો. પછી મુજફ્ફર ફરણઘેલાની પેઠે ભટકતો ફર્યો. પછી તે કાઠિઆવાડમાં નાસી ગયો. એવામાં કચ્છના રાવે તેને પકડી મોગલોને સ્વાધીન કર્યો. મોગલો તેને કેદ પકડી લઇ જતા હતા, ત્યારે રસ્તામાં આપઘાત કરી તેમરણ પામ્યો. તેના મરણથી ગુજરાતના સ્વતંત્ર મુસલમાન સુલતાનોનો અંત આવ્યો.



# ગુજરાતમાં મોગલોનું રાજ્ય.

## ૨૮. અકબર અને જહાંગીર.

મોગલ પાદશાહ અકબરે ઇ. સ. ૧૫૭૩માં ગુજરાત જીતી લીધું એ આપણે વાંચી ગયા છીએ. તેણે પોતાના સુબાઓને મોકલી ગુજરાતનો કારભાર કરવા માંડયો. પાદશાહ દેશને શાંતિમાં રાખવા ચાહતો હતો. તેણે ધીરજ અને શાંતિથી, ગુજરાતમાં જે બળવા થતા હતા તે દાબી દીધા હતા. તેણે પ્રેમથી તોફાની સરદારોને મેળવી લીધા હતા. વળી તેમને નોકરીઓ આપી શાંત પાડ્યા. તેણે હિંદુ તેમજ મુસલમાનોને ધર્મનો ભેદ ગણ્યા વિના નોકરીમાં રાખવા માંડયા અને એમ ગુજરાતમાં શાંતિ ફેલાવી.

અકબરે પોતાના સરદાર ટોડરમલને ગુજરાતમાં મોકલ્યો હતો. તે સરદાર જમીનની વ્યવસ્થા કરવામાં હોશિયાર હતો. તેણે ગુજરાતની જમીન માપી અને ખેડુતોને સરકારને ભરવાના મહેસુલનો આંકડો નક્કી કરી આપ્યો. આથી ખેડુતોની સ્થિતિ સુધરી, અને મહેસુલ ઉઘરાવનારાઓનો ત્રાસ બંધ થયો. અકબરે ગુજરાતની હિંદુ પ્રજા પાસેથી લેવાતો કર પણ બંધ કરી લોકોને સુખી કર્યા.

અકબર પછી તેનો શાહજાદો જહાંગીર પાદશાહ થયો. તેના વખતમાં ચોરી અને લુટફાટ બંધ થઇ ગઈ. તેણે લોકો માટે મોટાં શહેરોમાં દવાખાનાં ઉઘાડયાં તેથી પણ પ્રજાનું સુખ વધ્યું હતું. હાલ આપણા ઉપર જે અંગ્રેજ લોકો રાજ્ય કરે છે, તેઓને જહાંગીરે સુરતમાં વેપાર કરવાની પરવાનગી આપી હતી.

એક વખત પાદશાહ ગુજરાતમાં ફરવા આવ્યો. તેણે દાહોદના

જંગલમાંથી ૧૨ હાથીઓ પકડયા હતા. ત્યાંથી તે ખંભાત ગયો. ખંભાતથી અમદાવાદ આવ્યો અને ત્યાંથી મહીકાંઠા પણ ગયો હતો. આ વખતે નવાનગરના જામ રાજાએ તેને ભેટો મોકલી હતી, તેથી પાદશાહ ખુશ થઇ અમદાવાદ પાછો આવ્યો, પણ હવા પસંદ પડી નહિ તેથી તે પાછો આગ્રા ગયો.

## ૨૯. શાહજહાન અને ઔરંગઝેબ.

જહાંગીર પાદશાહે પોતાના રાજ્યકાળમાં શાહજાદા શાહજહાનને ગુજરાતનો સુબો નીમ્યો હતો. તેણે અમદાવાદમાં સાબરમતીના કિનારે **શાહીબાગ** નામે એક સુંદર મહેલ પોતાને માટે ચણાવ્યો હતો. તે હજી પણ સારી હાલતમાં છે, અને ઉત્તર ભાગના કમિશ્નર સાહેબ તેમાં રહે છે.

શાહજહાનના જમાનામાં ગુજરાતમાં એક મોટો દુકાળ પડયો હતો. એ દુકાળ એટલો બધો ભારે હતો કે લોકો રોટલા સાટે પોતાનાં છોકરાંને આપી દેતા હતા! એવા ભયંકર દુકાળમાંથી ગુજરાતની પ્રજાને બચાવવા માટે પાદશાહે સુરત, અમદાવાદ વગેરે સ્થળે મફત ખોરાક પુરો પાડવા માંડયો હતો; તોપણ ઘણાં માણસો મરણ પામ્યાં હતાં.

શાહજહાન પછી તેનો શાહજાદો ઔરંગઝેબ પાદશાહ થયો. તેણે માળવાના સુબા જશવંતસિંહને ગુજરાતનો સુબો નીમ્યો હતો. ઔરંગઝેબ સમર્થ પાદશાહ હતો. તેણે પોતાના રાજ્યમાંથી દારૂ અને બીજી કેફી વસ્તુઓ પીવાની બંધી કરી, પોલીસખાતાના અમલદારોને

લાંચ લેતા અટકાવ્યા, વેઠવેતરાં બંધ કરાવ્યાં, કેટલાક અયોગ્ય કર માફ કર્યા, અને ખેતીના સુધારા માટે સારી જમીન લઇ ખેડુતોને જરૂર પડે પૈસાની મદદ પણ આપવા માંડી. તેણે કેટલાક કર બંધ કરી વેપારને પણ ઉત્તેજન આપ્યું હતું.

ઔરંગઝેબ પોતે કરેલા સુધારાથી ઘણો વખણાત, પરંતુ તે ધર્માંધ હતો. તેણે હિંદુઓને હેરાન કરવા માંડયા, અને તેઓને સરકારી નોકરીમાંથી પણ કાઢી મૂકવા માંડયા. આથી હિંદુઓ બહુ નારાજ થયા. આટલેથીજ ન અટકતાં તેણે હિંદુઓ પર જજીઆવેરો નાખ્યો, તેથી લોકો બહુજ દુ:ખી થયા. તેણે હિંદુઓનાં કેટલાંક દહેરાં પણ તોડી પાડવા હુકમ કર્યો હતો. આથી હિંદુઓનાં મન તેના પરથી છેકજ ઉઠી ગયાં.

ઔરંગઝેબના મરણ પછી કેટલાક પાદશાહો થયા. તેઓ નબળા અને દમ વગરના હતા. તેઓની નબળાઇનો લાભ લઇ પ્રાંતોના સુબાઓ સ્વતંત્ર થઇ ગયા. ઔરંગઝેબના જુલમથી દક્ષિણમાં શિવાજી નામે એક સરદાર ઉભો થયો. તે વારંવાર ગુજરાતમાં આવી લુટફાટ કરતો હતો. મોગલ પાદશાહો તરફથી ગુજરાતનો કારભાર ચલાવવા લગભગ પચાસેક સુબાઓ આવ્યા હતા. તેમાંના છેલ્લા સુબાને મરાઠા સરદાર દામાજી ગાયકવાડે અને એક બીજા સરદારે પાટણ, વડનગર અને રાધનપુર પરગણાં જાગીર તરીકે આપી ગુજરાત પોતાના કબજે કરી લીધું. દિલ્હીનો પાદશાહ નબળો હતો તેથી તે કાંઇ કરી શક્યો નહિ; ઇ. સ. ૧૭૫૬. આ પ્રમાણે ગુજરાતમાંથી મોગલોનો અંત આવ્યો એટલે મુસલમાની સત્તા નાશ પામી.



# ગુજરાતમાં મરાઠાઓનું રાજ્ય.

## ૩૭. શિવાજી.

મુંબઇ ઇલાકાની પશ્ચિમમાં હાલ જ્યાં મહારાષ્ટ્ર દેશ છે, ત્યાં મરાઠા લોકો વસતા હતા. તેઓમાંનો એક સરદાર બિજાપુરના રાજ્યમાં નોકરી કરતો હતો. તેને શિવાજી નામે એક પુત્ર હતો. તે ઇ. સ. ૧૬૨૭માં જન્મ્યો હતો. તે પૂનામાં રહી રામાયણ અને મહાભારતની કથાઓ સાંભળી બહાદુર પુરુષ થવાનો વિચાર કરતો હતો. તેણે ઘોડે બેસવાનું તથા હથિઆર વાપરવાનું કામ શીખી મોગલોના ત્રાસમાંથી હિંદુઓને બચાવવાનો પ્રયત્ન કરવા માંડયો.

શરૂઆતમાં તેણે વનરાજની પેઠે લુટફાટનો ધંધો કરી પૈસા મેળવવા માંડયા. તેને ઘણા સિપાઇઓ આવી મળ્યા. તેણે સુરત શહેર બે વાર લુટયું હતું. ઇ. સ. ૧૬૭૪માં તે રાયગઢમાં ગાદીએ બેઠો. તેણે દખ્ખણનાં મુસલમાની રાજ્યોને જીતી પોતાની સત્તા વધારી હતી. હવે તેણે મોગલોના રાજ્યમાં ધાડ પાડવા માંડી. ઔરંગઝેબે તેને નોકરીમાં રાખવા માટે દિલ્હી બોલાવ્યો હતો, પણ ત્યાંથી તે નાસી છુટયો હતો. તેણે મોગલો સાથે ઘણી વાર લડાઇ કરી હતી. તે એક મજબુત રાજ્ય સ્થાપી ઇ. સ. ૧૬૮૦માં મરણ પામ્યો.

તેના પછી તેનો પુત્ર શંભાજી ગાદીએ બેઠો. તે દમ વગરનો અને નાલાયક હતો. તે ખરાબ સોબતમાં વખત અને દ્રવ્યનો દુરુપયોગ કરતો હતો. ઔરંગઝેબે તેને પકડાવી મારી નંખાવ્યો, અને તેના પુત્ર શાહુને પકડી દિલ્હી આણ્યો. ત્યાં તે મોગલોના જનાનામાં ઉછર્યો, માટે મોજશોખી અને આળસુ બન્યો હતો.

ઔરંગઝેબે થોડા વખત પછી શાહુને મરાઠાઓ પર રાજ્ય

કરવા છુટો કર્યો હતો. તેણે પૂના જઇ મરાઠાઓની ગાદી લીધી, પણ તે છેકજ નબળો હતો, તેથી તેણે પોતાના બ્રાહ્મણ પ્રધાન બાલાજી વિશ્વનાથને સર્વ કારભાર સોંપી દીધો. એ પ્રધાન પેશ્વા નામથી ઓળખાતો હતો. ધીમે ધીમે પેશ્વા પોતાની સત્તા વધારતો હતો. બીજા પેશ્વા બાજીરાવે કેટલાક મરાઠા સરદારોને ચારે તરફ મુલકો જીતવા મોકલ્યા હતા. તે સરદારો ત્યાં જઇ પોતે રાજ્ય કરવા લાગ્યા. આમ ગાયકવાડ, સિંધીઆ, હોલકર, અને ભોંસલે નામના સરદારો પ્રખ્યાતિમાં આવ્યા. તેઓ શરૂઆતમાં પેશ્વાને તાબે રહી જીતેલા મુલકો પાસેથી ચોથ એટલે ઉપજનો ચોથો ભાગ ઉઘરાવી પેશ્વાને ભરતા હતા; પરંતુ જ્યારે મરાઠી રાજ્ય પડતીમાં આવ્યું ત્યારે તેઓ પોતપોતાના મુલકમાં સ્વતંત્ર થઇ રાજ્ય કરવા લાગ્યા. ગાયકવાડે પોતાની ગાદી ગુજરાતમાં વડોદરામાં રાખી હતી.



## ૩૧. વડોદરાના ગાયકવાડ.

ગાયકવાડના કુટુંબનો મૂળ પુરુષ દામાજી નામે હતો. તે શરૂઆતમાં પેશ્વાની નોકરીમાં જોડાયો હતો. તેના મરણ પછી તેનો ભત્રીજો પિલાજી મરાઠી લશ્કરનો સેનાપતિ બન્યો. એમ ધીમે ધીમે ગાયકવાડનું કુટુંબ આગળ પડતું થયું. પિલાજીએ સુરત અને દક્ષિણ ગુજરાત પર ચઢાઈ કરી, તેવામાં શાહુનો એક સરદાર ગુજરાત પર ચઢી આવ્યો. તેણે દાહોદની આજુબાજુનો મુલક લૂટી ખંડણી લીધી.. એ અરસામાં અમદાવાદની સુબેદારી માટે મોગલ સરદાર અને સુબો લડતા હતા. તેમણે પિલાજીની મદદ માગી. એ મદદના બદલામાં તેને ગુજરાતમાંથી મહી નદીની આજુબાજુના મુલકમાં ચોથ ઉઘરાવવાનો હક મળ્યો. પાછળથી પિલાજીએ વડોદરામાં ગાદી કરી તથા ઘણો

પ્રદેશ ખાલસા કરી લીધો. તેણે રજપુત રાજારજવાડા અને મુસલમાન નવાબો પાસેથી ખંડણી પણ લેવા માંડી.

એ વખતે અમદાવાદમાં અભયસિંહ નામનો મોગલોનો એક સુબો રહેતો હતો. તે પિલાજીથી બહુ બીતો હતો. તેણે પોતાના એક માણસ પાસે પિલાજીને ડાકોરમાં મારી નંખાવ્યો. તે પછી મોગલ સરદારે વડોદરા કબજે કર્યું હતું, પરંતુ પિલાજીના ભાઇ માધવરાવે તે પાછું જીતી લીધું. તે આજ સુધી ગાયકવાડ સરકારની રાજધાની બન્યું છે.

પિલાજીના મરણ પછી દામાજી ગાદીએ બેઠો. તેણે ગાયકવાડ કુટુંબને ચઢતી સ્થિતિમાં આણ્યું. તેણે પેશ્વા સાથે સંબંધ નક્કી કર્યો તેથી ગુજરાત મરાઠી રાજ્યનો ભાગ ગણાવા લાગ્યું. એ અરસામાં પેશ્વા અને ગાયકવાડે મળીને ગુજરાતમાં મોગલ સત્તાનો અંત આણ્યો, અને અમદાવાદ જીતી લીધું. તે પછી પેશ્વા તરફથી પોતાના સુબા અમદાવાદમાં રહેતા હતા.

દામાજીના મરણ પછી તેનો મોટો પુત્ર સયાજીરાવ પહેલો વડોદરાની ગાદીએ આવ્યો; પરંતુ તે નબળો હોવાથી તેનો નાનો ભાઇ ફતેસિંહરાવ કારભાર કરતો હતો. એક વખતે ફતેહસિંહરાવ મહેલની અગાસી પરથી પડી મરણ પામ્યો, તેથી તેની જગાએ માનાજી કારભાર કરવા લાગ્યો.

માનાજીના મરણ પછી વડોદરાનો કારભાર ગોવિંદરાવને મળ્યો. તે સયાજીરાવ પહેલાનો ભાઈ હતો. એવામાં બાજીરાવ પેશ્વાએ પોતાના દસ વર્ષના નાના ભાઇને ગુજરાતનો સુબો નીમ્યો. તેના વતી સેલુકર નામનો સરદાર કારભાર કરતો હતો. એવામાં સિંધીઆએ પેશ્વાને તથા સેલુકરને કેદ કર્યા, તેથી સેલુકર દસ લાખ રૂપીઆ આપવાનું વચન આપી છુટો થયો. તેણે અમદાવાદ આવી પ્રજા પર ભારે કર મૂક્યો. આથી પણ સેલુકર દસ લાખ રૂપીઆ એકઠા કરી શક્યો

નહિ, તેથી તેણે ગાયકવાડનાં ગામોમાંથી નાણાં કઢાવ્યાં. આથી ગોવિંદરાવ ગાયકવાડ લડવા તૈયાર થયો. તેણે અંગ્રેજોની મદદ માગી; પરંતુ તેઓએ તેને મદદ કરી નહિ; કારણ કે અંગ્રેજોની શરત ગાયકવાડે સ્વીકારી નહોતી. હવે ગોવિંદરાવે પોતાના સરદાર શિવરામ ગાડદીને સેલુકરની સામે મોકલ્યો. જ્યારે તેનું લશ્કર અમદાવાદની પાસે આવ્યું, ત્યારે લોકોએ સેલુકરને તેની ખબર આપી. તેણે તોરમાં કહ્યું કે "આને દો," પરંતુ લડવા માટે બીલકુલ તૈયારી કરી નહિ. તે હાર્યો અને ભદ્રના કિલ્લામાં ભરાયો. શિવરામ ગાડદીએ કિલ્લાને ઘેરો ઘાલ્યો. તેણે કિલ્લો જીતી સેલુકરને કેદ કર્યો. સેલુકરે અમદાવાદમાં આવેલી ગાયકવાડની હવેલી જીતી હતી, પરંતુ શિવરામે તો આખું ગુજરાત જીતી લીધું. આ બનાવ પરથી કહેવત ચાલી કે "**હાથમાં દંડો બગલમાં મોઇ, હવેલી લેતાં ગુજરાત ખોઇ.**"

હવે આનંદરાવ ગાયકવાડ વડોદરાની ગાદીએ બેઠો. તે દમ વગરનો હતો, તેથી તેના નાનાભાઇએ તેને કેદ કરી કારભાર કરવા માંડયો. આ અરસામાં કડીના સુબેદારે ખંડણી આપી નહિ અને બંડ કર્યું. તેને અંગ્રેજોની મદદથી વશ કરવામાં આવ્યો.

ઇ. સ. ૧૮૦૨થી અંગ્રેજ સરકારનું લશ્કર વડોદરામાં રહેવા લાગ્યું, અને અંગ્રેજના તાબામાં રહી ગાયકવાડે રાજ્ય કરવા માંડયું. અંગ્રેજ લશ્કરે દેશનું રક્ષણ કર્યું, તેથી દેશની ખરાબી થતી અટકી. ગાયકવાડને અંગ્રેજોએ મદદ કરી તેથી તેણે તેઓને કેટલોક મુલક આપ્યો, અને દેશમાં શાંતિ સ્થપાઇ.

આનંદરાવ પછી સયાજીરાવ બીજો ગાદીએ બેઠો. તે બહુ ડાહ્યો, ચતુર, કરકસરીઓ પણ બીકણ હતો. તેના વખતમાં ગુલામો વેચવાનો અને સતી થવાનો ચાલ બંધ પડયો. તે બહુ ધાર્મિક હતો, અને દાનધર્મ પણ ઘણું કરતો હતો.

તે પછી ગણુપતરાવ થયા. તેમના વખતમાં મુંબઈથી અમદાવાદ સુધીની રેલવે નંખાઈ હતી. તેમાં તેમણે પોતાની જમીન આપી હતી. તેમના પછી ખંડેરાવ ગાદીએ આવ્યા. તે બહાદુર અને શૂરવીર હતા. ઇ. સ. ૧૮૫૭ માં ઉત્તર હિંદમાં દેશી સિપાઇઓનો બળવો થયો હતો, ત્યારે તેમણે ગુજરાતમાં સારી વ્યવસ્થા રાખી હતી. આથી અંગ્રેજ સરકારે તેમને દત્તક લેવાનો હક આપ્યો હતો. ખંડેરાવ પછી મલ્હારરાવ વડોદરાની ગાદીએ આવ્યા. તેમના રાજ્યમાં ઘણું અંધેર ચાલતું હતું, તેથી અંગ્રેજ સરકારે તેમને ગાદી પરથી ઉઠાડી મૂકી મદ્રાસમાં કેદ રાખ્યા હતા.

ત્યાર પછી હાલના નામદાર ગાયકવાડ સયાજીરાવ ત્રીજા જેઓ દામાજીના વંશમાંથી ઉતરી આવ્યા છે તેઓ ગાદીએ બેઠા. તેમની તરુણ અવસ્થામાં રાજ્યકારભાર ચલાવવા સર ટી. માધવરાવને નીમવામાં આવ્યા હતા. વડોદરાનું રાજ્ય હિંદનાં દેશી રાજ્યોમાં અગત્યનું સ્થાન ભોગવે છે, તેનું મુખ્ય કારણ એ છે કે નામદાર ગાયકવાડ જાતેજ ઘણા વિચારવંત અને વિદ્વાન રાજ્યકર્તા છે. તેમણે જાપાન, ઇંગ્લંડ, અને અમેરિકામાં સફર કરી ત્યાંની વિદ્યાકળા શીખી લાવી તેનો લાભ પોતાની પ્રજાને આપ્યો છે. તેમના રાજ્યમાં વેપાર-રોજગાર અને કેળવણીનો બહુ ફેલાવો થયો છે. તેઓ પોતાની પ્રજાની દરેક પ્રકારની હાલત સુધારવા બહુ મહેનત કરે છે. બાળલગ્ન એજ દેશને નુકસાન કરનાર છે એમ સમજી તેમણે બાળલગ્નની બંધી કરી છે. તેમણે મફત અને ફરજીઆત પ્રાથમિક કેળવણી આપવાની વ્યવસ્થા કરી છે. વળી હલકી વર્ણનાં બાળકોને પણ કેળવણી આપવા તેઓ બહુ મહેનત કરે છે. ટુંકામાં કહીએ તો ગુજરાતમાં વડોદરાનું રાજ્ય બહુ આબાદ છે.

# ગુજરાતમાં અંગ્રેજોનું રાજ્ય.

## ૩૨. મર્હુમ મહારાણી વિકટોરિઆ.

આ ચોપડીની શરૂઆતમાં તમે વાંચ્યું છે કે આપણા ઉપર અંગ્રેજ સરકાર રાજ્ય કરે છે. તેઓ ઈંગ્લંડ નામે દેશના રહેવાસી છે તે પણ તમે જાણો છો. હિંદુસ્તાનમાં અંગ્રેજ સરકારનું રાજ્ય લગભગ ૧૫૦ વર્ષથી ચાલે છે; તો પણ ગુજરાતમાં તો તેમનો અમલ લગભગ ૬૦ વર્ષથી શરૂ થએલો છે.

અંગ્રેજો શરૂઆતમાં હિંદુસ્તાનમાં વેપાર કરવા આવ્યા હતા. તેઓની એક મંડળી હતી. તે વેપારનું કામ કરતી હતી. તેને આજે તો લગભગ ૩૦૦ વર્ષ થઈ ગયાં છે. તેણે શરૂઆતમાં પોતાનું બધું ધ્યાન વેપાર ઉપરજ દીધું હતું. એ અરસામાં હિંદુસ્તાનમાં આખા દેશને કબજે રાખી શકે એવો કોઇ જોરાવર રાજા નહોતો. દેશમાં નાનાંમોટાં અનેક રાજ્યો હતાં. તેઓ માંહોમાંહે લડી મરતાં હતાં. આથી બહુ અવ્યવસ્થા થઇ હતી. દેશમાં લુટફાટ પણ થતી હતી. એ વખતે અંગ્રેજોનું મુખ્ય વેપારી મથક સુરત બંદર હતું. ત્યાં તેઓ શાંતપણે વેપાર કરતા હતા. જ્યારે મોગલ રાજ્યની પડતી થઇ ત્યારે શિવાજી નામે સરદારે સુરત બે વાર લુટયું હતું એ તમે વાંચી ગયા છો. તે વખતે શિવાજીએ અંગ્રેજોની વેપારી વખાર ઉપર પણ હુમલો કરેલો, પણ અંગ્રેજોએ તેને હરાવી નસાડયો હતો.

આમ જ્યારે અંગ્રેજોને પોતાના વેપારની સલામતી લાગી નહિ, ત્યારે તેમણે પોતાનું તથા માલનું રક્ષણ કરવા માટે પોતાના પટાવાળા અને સિપાઇઓ રાખવા માંડયા. એવામાં આ અંગ્રેજ કંપનિને ઈંગ્લંડની સરકારે પોતાના કાબુમાં લીધી; તેથી ઇંગ્લંડથી પણ તેને

લશ્કરની મદદ મળવા લાગી. જ્યારે હિંદમાં વેપારની હરિફાઇ થવા લાગી અને રાજારજવાડાઓ માંહેમાંહે લડવા લાગ્યા, ત્યારે અંગ્રેજોએ પોતાનું લશ્કર વધાર્યું અને ધીમે ધીમે દેશી રાજ્યોને જીતવાની જરૂર પડી. જ્યારે તેઓને લાગ્યું કે આખા દેશને કબજામાં રાખવા તથા દેશમાં શાંતિ જાળવવા કોઇ બળવાન સરકારની જરૂર છે, ત્યારે તેઓએ પોતાની બુદ્ધિ, પોતાના ડહાપણ, અને પોતાના બળથી હિંદનો ઘણો પ્રદેશ જીતી લીધો, અને ઘણાં દેશી રાજ્યો ખાલસા કર્યા. આમ અંગ્રેજો હિંદમાં સર્વોપરી થયા. આખરે ઈ. સ. ૧૮૫૭ માં દેશી રાજાઓની ઉશ્કેરણીથી હિંદના દેશી સિપાઇઓએ અંગ્રેજો સામે બળવો કર્યો. અંગ્રેજોએ તે બળવો બહાદુરીથી બેસાડી દીધો. તે વખતે ઇંગ્લંડની ગાદીએ ભલાં મહારાણી **વિકટોરિઆ** રાજ્ય કરતાં હતાં. તેમણે ઈ. સ. ૧૮૫૮માં હિંદુસ્તાનનું રાજ્ય કંપનિ સરકાર પાસેથી પોતાના હાથમાં લીધું. તેમણે ઈ. સ. ૧૮૩૭થી ૧૯૦૧ સુધી ૬૪ વર્ષ અંગ્રેજ રાજ્યનો અમલ ચલાવ્યો હતો.

મહારાણીનો જન્મ ઇ. ૧૮૧૯માં થયો હતો. તેમને નાનપણથીજ બહુજ કાળજી રાખી સંપૂર્ણ કેળવણી આપવામાં આવી હતી. તેમના શિક્ષણ અને વર્તન ઉપર તેમની મા બહુ દેખરેખ રાખતાં હતાં, તથા એક મોટું રાજ્ય ચલાવવા તેમને લાયક બનાવવા પોતાથી બનતું કરવા ચુકતાં નહિ.

મહારાણી વિકટોરિઆ ઈ. સ. ૧૮૩૭માં જુવાન વયે ગાદીએ બેઠાં હતાં. તેઓએ ડહાપણ અને વિવેકથી પોતાના ડાહ્યા પ્રધાનોની સલાહ પ્રમાણે રાજ્યકારભાર ચલાવવા માંડયો હતો. થોડાં વર્ષ પછી એક કેળવાએલા અને બુદ્ધિશાળી આલ્બર્ટ નામે જર્મન શાહજાદા સાથે તેમનું લગ્ન થયું હતું. તે મહારાણીને રાજ્ય ચલાવવામાં મદદ કરતા હતા. તે ઇ. સ. ૧૮૬૧માં મરણ પામ્યા.

મહારાણીને કેટલાક કુંવરો અને કેટલીક કુંવરીઓ હતાં.

તેઓમાં વડા કુંવર શહેનશાહ સાતમા એડવર્ડ હતા. મહારાણી બહુ દયાળુ અને વિવેકી હતાં, અને હરકોઈ સાથે બહુ માયાળુપણે વર્તતાં હતાં. તેઓ પોતાના ખલાસીઓ અને સિપાઇઓ પર ઘણું હેત રાખતાં હતાં અને ઘણીવાર તેમને જાતે જોવા જતાં હતાં. તેઓ માંદાંને મદદ કરતાં, તથા વિદ્વાનોને ઉત્તેજન આપતાં હતાં.

તેઓ હિંદુસ્તાનમાં કદી પધાર્યાં નહોતાં તો પણ હિંદની પ્રજા ઉપર બહુ હેત રાખતાં હતાં. તમે વાંચી ગયા કે તેમણે ઇ. સ. ૧૮૫૮માં હિંદનો કારભાર કંપનિ સરકાર પાસેથી પોતાના હાથમાં લીધો. તે વખતે તેમણે હિંદમાં એક જાહેરનામું પ્રસિદ્ધ કર્યું હતું. તે "મહારાણીનો ઢંઢેરો" એ નામથી ઇતિહાસમાં પ્રખ્યાત છે. તેમણે ઘણા બળવાખોરોને માફી આપી, અને હિંદી પ્રજાના ધર્મ અને રીતરિવાજો પર ધ્યાન આપી ન્યાય અને દયાળુપણે રાજ્ય ચલાવવા પોતાના અમલદારોને ફરમાવ્યું. તેમણે ઇ. સ. ૧૮૭૭માં **કૈસરેહિંદ** પદ ધારણ કર્યું. તે વખતે તેમના માનમાં દિલ્હીમાં જંગી દરબાર ભરવામાં આવ્યો હતો. તેમના વખતમાં હિંદમાં દુકાળ પડ્યો હતો, તેથી તે બહુ દીલગીર થયાં હતાં. તેમના રાજ્યકાળમાં દેશમાં સલાહ-શાંતિ ફેલાઈ હતી. વળી રેલવે, તાર, ટપાલ, આગબોટ વગેરે વ્યવહારનાં સાધનો વધ્યાં હતાં; તેમજ કાપડ વણવાની મીલો તથા બીજા હુન્નરઉદ્યોગ હિંદમાં દાખલ થયાં હતાં. આથી વેપારરોજગાર પણ આબાદ બન્યો અને દેશમાં નાણાંની સ્થિતિ સુધરી હતી. આખરે મહારાણી વિકટોરિઆ "**ભલાં મહારાણી**" તરીકે પ્રખ્યાત થઈ ઇ. સ. ૧૯૦૧માં મરણ પામ્યાં. લોકો તેમને આજે પણ યાદ કરે છે અને હમેશાં યાદ કરશે.



# ૩૩. મર્હુમ શહેનશાહ સાતમા એડવર્ડ.



ભલાં મહારાણી વિકટોરિઆના મરણ પછી તેમના વડા કુંવર પ્રિન્સ ઓફ વેલ્સ સાતમા એડવર્ડના નામથી ઇંગ્લંડના રાજા અને હિંદના શહેશાહ થયા. તેમનો જન્મ ઈ. સ. ૧૮૪૧માં થયો હતો.

તેમના પિતા પ્રિન્સ આલ્બર્ટે તેમને નાનપણથીજ સારી કેળવણી આપવા કાળજી રાખી હતી; અને તેમને ઉત્તમ શિક્ષકો પાસે વિદ્યાભ્યાસ કરાવ્યો હતો. તેઓ ઉંચ કે નીચ સર્વની સાથે વિવેકથી વર્તતા હતા. જ્યારે તે ગાદીએ આવ્યા ત્યારે તેમણે પોતાનું રાજ્ય સલાહશાંતિ, ડહાપણ, અને ચતુરાઇથી ચલાવવા માંડ્યું. તેમણે બધાં રાજ્યોને પ્રેમથી મેળવી લીધાં હતાં.

શહેનશાહ સાતમા એડવર્ડ ખાસ કરીને ખેતીના ધંધામાં સારૂં લક્ષ આપતા હતા. જુવાનીમાં તેમણે લશ્કરી નોકરી કરી સિપાઇઓની ફરજો વિષે માહીતી મેળવી હતી. તે એક વખતે હિંદની સફરે આવ્યા હતા, અને આપણો દેશ જોઇને બહુ રાજી થયા હતા.

તેઓના રાજ્યમાં ધર્મની છુટ હતી, અને હાલની પેઠે સૌ કોઇ પોતપોતાનો ધર્મ મરજી પ્રમાણે પાળી શકતાં હતાં. છેવટે શહેનશાહ સાતમા એડવર્ડ ઇ. સ. ૧૯૧૦ના મે માસની છઠ્ઠી તારીખે એકાએક માંદગીથી મરણ પામ્યા. તે "સલાહકારક એડવર્ડ" તરીકે દુનીઆમાં પ્રખ્યાત થઇ ગયા છે.



## ૩૪. નામદાર શહેનશાહ પાંચમા જ્યોર્જ.



શહેનશાહ સાતમા એડવર્ડના મરણ પછી પ્રિન્સ ઓફ વેલ્સ શહેનશાહ પાંચમા જ્યોર્જ તરીકે ઈંગ્લંડના રાજા અને હિંદના શહેનશાહ થયા. તે સ્વર્ગવાસી શહેનશાહ સાતમા એડવર્ડના બીજા પુત્ર છે. તેમનો જન્મ ઈ. સ. ૧૮૬૫ના જુન માસની ત્રીજી તારીખે થયો હતો.

નાનપણમાં તેમણે નૌકાશાસ્ત્રની સારી કેળવણી લીધી હતી. શરૂઆતથીજ તે માયાળુ, દયાળુ, વિવેકી, નિખાલસ અને હસમુખા હતા. વળી તેઓ બહુ સાદા રહેતા હતા. નૌકાશાસ્ત્રની કેળવણી લઈ રહ્યા પછી તેઓ લાંબી મુસાફરીએ નીકળ્યા, અને લગભગ તેમણે પૃથ્વીની પ્રદક્ષિણા કરી. પછી તેમણે નૌકાશાસ્ત્રની કેળવણી લઈ તેની પરીક્ષાઓ સારી રીતે પસાર કરી. ત્યાર પછી ઈ. સ. ૧૮૯૧ સુધી તેમણે જુદી જુદી આગબોટો પર કામ કરી અનુભવ મેળવ્યો. ઈ. સ. ૧૮૯૨માં તેમના વડા ભાઇ પ્રિન્સ આલ્બર્ટ મરણ પામ્યા; તેથી રાજકુમાર જ્યોર્જને માથે નવી જોખમદારી આવી પડી. હવે તે યુવરાજ થયા, અને તેમણે રાજ્યનાં કામોમાં સારો ભાગ લેવા માંડયો. ઈ. સ. ૧૮૯૩માં શાહજાદી મેરી સાથે તેમનું લગ્ન થયું હતું. એમને પાંચ કુંવર અને એક કુંવરી છે.

શહેનશાહ જ્યોર્જ ઈ. સ. ૧૯૦૫ના નવેમ્બર માસમાં હિંદની મુલાકાતે પધાર્યા હતા. તેમણે હિંદના મુખ્ય શહેરોની મુલાકાત લીધી હતી, અને હિંદની પ્રજાએ તેમને ભારે આવકાર આપી પોતાની વફાદારી બતાવી હતી.

તમે વાંચી ગયા છો કે ભલા અને માયાળુ શહેનશાહ સાતમા એડવર્ડના મરણ પછી તેમના પુત્ર ગાદીએ બેઠા હતા. તેમના દીલમાં

હિંદને માટે ઘણોજ પ્રેમ હતો અને હજુ પણ કાયમ છે, તેથી ઈંગ્લંડમાં તેમના રાજ્યાભિષેકની ક્રિયા પુરી થઇ એટલે તેમનો એવો વિચાર આવ્યો કે હિંદુસ્તાનના શહેનશાહ તરીકેનો મારો રાજ્યાભિષેક હિંદુસ્તાનમાં મારી હિંદી પ્રજા આગળ થવો જોઇએ. આથી તેઓ મહારાણી મેરીને લઇ હિંદમાં આવ્યા, અને દિલ્હીમાં તેમણે એક મોટો દરબાર ભર્યો. તેમાં સર્વ હિંદી રાજાઓ, જમીનદારો અને આબરૂદાર ગૃહસ્થોએ ભાગ લીધો અને શહેનશાહ પ્રત્યેની વફાદારી બતાવી. તે પછી નામદાર શહેનશાહ હિંદનું ભલું ઇચ્છી ઈંગ્લંડ પાછા ગયા. તેઓની શુભ ઇચ્છાઓ પુરી પાડવા પ્રભુ તેમને લાંબુ આયુષ્ય આપો. આપણે અંતઃકરણથી ઇચ્છીએ છીએ કે **શહેનશાહ પાંચમા જ્યોર્જ ઘણું જીવો.**

---

## ૩૫. ગુજરાતના અર્વાચીન ઇતિહાસનું પુનરાવર્તન.

ઇ. સ. ૧૨૯૭ની સાલથી ગુજરાતમાં મુસલમાનોનું રાજ્ય થયું, ત્યારથી ગુજરાતનો અર્વાચીન ઇતિહાસ શરૂ થાય છે. દિલ્હીના મુસલમાન સુબાઓના વખતમાં પ્રજા પર ત્રાસ હતો. આથી રૈયત દુઃખી હતી. જ્યારે દિલ્હીના પાદશાહની નબળાઇનો લાભ લઈ ગુજરાતનો સુબો સ્વતંત્ર થયો ત્યારે દેશમાં શાંતિની શરૂઆત થઇ. સુલતાન અહમદશાહે અમદાવાદ શહેર વસાવ્યું હતું. તે બહુ અદલ ઇન્સાફી હતો. કુતુબશાહે કાંકરીઉં તળાવ બંધાવી પોતાનું નામ અમર કર્યું છે. મહંમૂદ બેગડો ગુજરાતમાં લોકપ્રિય સુલતાન થઈ ગયો છે. તેના વખતમાં ગુજરાતમાં સુખ અને શાંતિ ફેલાયાં હતાં. બહાદુરશાહના વખતમાં ગુજરાત ફરી રીતે ચઢતીમાં આવ્યું હતું. તે પછી

મુજફ્ફરશાહ ત્રીજાના વખતમાં મોગલ પાદશાહ અકબરે ગુજરાત જીતી લઇ સ્વતંત્ર સુલતાનોનો અંત આણ્યો હતો.

મોગલ પાદશાહોમાં અકબર બહુ પ્રખ્યાત થઇ ગયો છે. તેણે હિંદુ અને મુસલમાન પ્રત્યે સરખો ભાવ રાખ્યો હતો. જહાંગીર અને શાહજહાને પ્રજાના લાભ માટે ઘણાં કામો કર્યાં હતાં. તે પછી ઔરંગઝેબના જમાનામાં ઘણા સુધારા થયા હતા. તેણે પોતાની રાજનીતિ બદલી હિંદુ પ્રજાનાં દીલ નારાજ કર્યાં હતાં. પરિણામે મોગલ રાજ્યની પડતી થઈ અને દક્ષિણમાં શિવાજી ઉભો થયો.

શિવાજીએ પોતાની બાહોશીથી મરાઠી રાજ્ય સ્થાપ્યું; પરંતુ પાછળથી શાહુની નબળાઇને લીધે પેશ્વાઓ કરતાકારવતા થયા. તેઓના જમાનામાં ગાયકવાડે વડોદરામાં સ્વતંત્ર રીતે રાજ્ય કરવા માંડયું. હાલ શ્રીમંત સયાજીરાવ ગાયકવાડે પોતાની પ્રજાના ભલા માટે પોતાના રાજ્યમાં ઘણા સુધારા કર્યાં છે.

છેલ્લે હાલ ગુજરાતમાં સર્વોપરિ સત્તા નામદાર અંગ્રેજ સરકારની છે. તેમના રાજ્યમાં ગુજરાતની પ્રજાને ઘણા લાભ થયા છે. તે કેળ- વણી આપવામાં બહુ મહેનત કરે છે. વેપાર રોજગાર આબાદ ચાલે છે, અને રેલવે, તાર, ટપાલ, પાકા રસ્તા એવાં વહેવારનાં સાધનોમાં બહુ વધારો થયો છે.

સમાપ્ત.

# વંશાવળી.



## ચાવડા વંશના રાજાઓ.

| | ઈ. સ. | વર્ષ |
|---|---|---|
| વનરાજ | ૭૪૬-૮૦૬ | ૬૦ |
| યોગરાજ | ૮૦૬-૮૪૨ | ૩૬ |
| ક્ષેમરાજ | ૮૪૨-૮૬૬ | ૨૪ |
| ભુવડ | ૮૬૬-૮૯૫ | ૨૯ |
| વૈરસિંહ | ૮૯૫-૯૨૦ | ૨૫ |
| રત્નાદિત્ય | ૯૨૦-૯૩૫ | ૧૫ |
| સામંતસિંહ | ૯૩૫-૯૪૨ | ૭ |

## સોલંકી વંશના રાજાઓ.

| | | |
|---|---|---|
| મૂળરાજ ૧ લો | ૯૪૨-૯૯૭ | ૫૫ |
| ચામુંડ | ૯૯૭-૧૦૧૦ | ૧૩ |
| વલ્લભસેન | ૧૦૧૦-૧૦૧૦ | ૦ |
| દુર્લભસેન | ૧૦૧૦-૧૦૨૨ | ૧૨ |
| ભીમદેવ ૧લો | ૧૦૨૨-૧૦૭૨ | ૫૦ |
| કરણ | ૧૦૭૨-૧૦૯૪ | ૨૨ |
| સિદ્ધરાજ | ૧૦૯૪-૧૧૪૩ | ૪૯ |
| કુમારપાળ | ૧૧૪૩-૧૧૭૪ | ૩૧ |
| અજયપાળ | ૧૧૭૪-૧૧૭૭ | ૩ |
| મૂળરાજ ૨ જો | ૧૧૭૭-૧૧૭૯ | ૨ |
| ભીમદેવ ૨જો | ૧૧૭૯-૧૨૪૧ | ૬૨ |
| ત્રિભુવનપાળ | ૧૨૪૧-૧૨૪૨ | ૧ |

## વાઘેલા વંશના રાજાઓ.

| | ઈ. સ. | વર્ષ |
|---|---|---|
| વિસળદેવ | ૧૨૪૩-૧૨૬૧ | ૧૮ |
| અર્જુનદેવ | ૧૨૬૧-૧૨૭૪ | ૧૩ |
| સારંગદેવ | ૧૨૭૪-૧૨૯૫ | ૨૧ |
| કરણદેવ | ૧૨૯૫-૧૩૦૪ | ૯ |

## ગુજરાતના સુલતાનો.

| | | |
|---|---|---|
| મહંમદશાહ ૧લો | ૧૪૦૩-૧૪૦૭ | ૪ |
| મુજફ્ફરશાહ ૧લો | ૧૪૦૭-૧૪૧૧ | ૪ |
| અહમદશાહ ૧લો | ૧૪૧૧-૧૪૪૧ | ૩૦ |
| મહંમદશાહ ૨જો | ૧૪૪૧-૧૪૫૧ | ૧૦ |
| કુતુબશાહ | ૧૪૫૧-૧૪૫૯ | ૮ |
| દાઉદશાહ | ૧૪૫૯-૧૪૫૯ | ૦ |
| મહંમૂદ બેગડો | ૧૪૫૯-૧૫૧૩ | ૫૪ |
| મુજફ્ફરશાહ ૨જો | ૧૫૧૩-૧૫૨૬ | ૧૩ |
| સિકંદરશાહ | ૧૫૨૬-૧૫૨૬ | ૦ |
| મહંમૂદશાહ ૨જો | ૧૫૨૬-૧૫૨૭ | ૧ |
| બહાદુરશાહ | ૧૫૨૭-૧૫૩૬ | ૯ |
| મહંમૂદશાહ ૩ જો | ૧૫૩૬-૧૫૫૪ | ૧૮ |
| અહમદશાહ ૨જો | ૧૫૫૪-૧૫૬૧ | ૭ |
| મુજફ્ફરશાહ ૩જો | ૧૫૬૧-૧૫૭૩ | ૧૨ |